શ્રી જમનાદાસ ભગવાનદાસ સ્મારકમાળા – પુસ્તિકા નં. ૫

# સાચી કેળવણી

*

ગાંધીજી

*

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ - ૨

*

સંવત ૨૦૦૧ :: પ્રત ૧૧૦૦

ચાર આના

## વાચકોને

હરેક રાષ્ટ્રના ઘડતરનો આધાર તેનાં બાળકો તથા યુવકોને કઈ જાતની કેળવણી અપાય છે તેના ઉપર રહ્યો હોવાથી દુનિયાના સર્વ દેશોના મહાપુરુષો પ્રજાઘડતરનું કાર્ય કેળવણીના પાયાથી કરે છે. હિન્દુસ્તાનના જાહેર જીવનમાં પૂ. ગાંધીજીએ પ્રવેશ કર્યો કે તરત જ તેમણે જોઈ લીધું કે, ગુલામીની જડ કાઢવી હોય અને કરોડો બાળકોની અધોગતિ થતી અટકાવવી હોય તો અત્યારની કેળવણીની પદ્ધતિમાં જડમૂળથી

આ દિશામાં કાર્ય કરવાની સાચી પ્રેરણા તથા બળ મળો.

અમદાવાદ
તા. ૨૫-૩-૪૫

શ્રી જમનાદાસ ભગવાનદાસ ટ્રસ્ટ

મુદ્રક અને પ્રકાશક:—ત્રિભુવનદાસ ક૦ ઠક્કર
સસ્તું સાહિત્ય મુદ્રણાલય; રાયખડ—અમદાવાદ.

# [illegible]

**કેળવણી એટલે શું?:**—(૧) કેળવણી એટલે બાળક કે મનુષ્યના શરીર, મન અને આત્મામાં જે ઉત્તમ અંશો હોય તેનો સર્વાંગી વિકાસ સાધીને તેને બહાર આણવા.

(૨) મનુષ્ય માત્ર બુદ્ધિ નથી, માત્ર શરીર નથી, માત્ર હૃદય કે આત્મા નથી. ત્રણેના એક સરખા વિકાસમાં મનુષ્યનું મનુષ્યત્ત્વ સધાય.

**ચાલુ કેળવણી, રાષ્ટ્ર અને સમાજવિરોધી:**—(૩) **હિન્દુસ્તાનમાં અત્યારની કેળવણી નિષ્ફળ નીવડી છે એ સહુએ સ્વીકારેલી વાત છે. એનું ધ્યેય રાષ્ટ્ર અને સમાજનું વિરોધી છે. તેની પદ્ધતિ જરીપુરાણી છે.** અને એ કેળવણી ખોબા જેટલા લોકોને જ અપાય છે, ને પ્રજાના બહુ જ મોટા ભાગને તો નિરક્ષર જ રાખવામાં આવ્યો છે.

જે કેળવણી સમાજ પર બોજારૂપ થનારા ને મફતનું ખાનારા ગરીબ કે તવગંરને પેદા કરે તે કેળવણી કશા કામની નથી.

અત્યારની શિક્ષણપદ્ધતિથી દેશની જરૂરિયાત કોઈ પણ રીતે સંતોષાતી નથી. શિક્ષણની ઉપલી સર્વ શાખાઓમાં અંગ્રેજીદ્વારા શિક્ષણ અપાતું હોવાને લીધે, ઊંચું શિક્ષણ પામેલા થોડાક લોકો અને નિરક્ષર બહુ જનસમાજ વચ્ચે કાયમનું અંતર પડી ગએલું છે. એને લીધે જ્ઞાન જનસમૂહમાં વ્યાપતું અટક્યું છે. અંગ્રેજીને અપાયેલા આ વધારે પડતા મહત્ત્વને લીધે શિક્ષિત વર્ગ ઉપર જે બોજો પડ્યો છે, તેને લીધે તેઓમાં જીવનભરનું માનસિક અપંગપણું આવી ગયું છે. અને તેઓ સ્વદેશમાં જ પરદેશી જેવા બની ગયા છે. ઉદ્યોગ-શિક્ષણને અભાવે શિક્ષિત વર્ગને કંઈ પણ ઉત્પાદક કામ માટે લગભગ નાલાયક બનાવી મૂક્યો છે, ને તેમનાં શરીરને ભારે હાનિ કરી છે. પ્રાથમિક કેળવણી પર ખરચેલા પૈસા એળે જાય છે. કેમકે

બાળકોને જે કાંઈક થોડું શિખવવામાં આવે છે, જે તેઓ થોડા જ વખતમાં ભૂલી જાય છે. અને એ ભણતર ગામડાં કે શહેર એકેને માટે કંઈ જ ઉપયોગનું નીવડતું નથી. શિક્ષણની ચાલુ પદ્ધતિથી જે લાભ મળે છે તે પણ કર ભરનાર મુખ્ય વર્ગને મળતો નથી, કેમકે તેમનાં બાળકોને તો સૌથી ઓછું શિક્ષણ મળે છે.

**વિદ્યાર્થીઓ આગેવાની લે:**—(૪) આજે વિદ્યાર્થીવર્ગ જે કેળવણી મેળવે છે તે ભૂખે પીડાતા હિંદુસ્તાનને સારુ બેહદ ખર્ચાળ છે. એ કેળવણી કદી પણ મેળવવાની આશા રાખનાર વર્ગની સંખ્યા 'દરિયે મેં ખસખસ' જેટલી છે. એવી કેળવણી લેનાર વિદ્યાર્થીઓએ લાયક સિદ્ધ થવું હોય તો તેમણે રાષ્ટ્રને ચરણે પોતાનાં લોહી અને પરસેવો–પોતાનો જીવનરસ અર્પણ કરવો જોઈએ. વિદ્યાર્થીઓએ સાચા સંરક્ષણને દૃષ્ટિમાં રાખી સુધારાના આગેવાન થવું જોઈએ. રાષ્ટ્રમાં જેટલું સારું છે, તેનું સંરક્ષણ કરી સમાજમાં જે અસંખ્ય અનિષ્ટો પેસી ગયાં છે તેને નાબૂદ કરવાં જોઈએ.

**કેળવણી કેવી હોવી જોઈએ?:**—(૫) આજે જગતમાં પારકાના શોષણ પર અને હિંસકબળ પર રચાયેલો જે સ્પર્ધામૂલક અને અમાનુષિ અમલ ચાલે છે તેને ઠેકાણે નવી સહકારમૂલક સમાજવ્યવસ્થા સ્થાપવામાં મદદ કરવાનું કામ કેળવણીએ કરવું જોઈએ. પણ ચાલુ શિક્ષણપદ્ધતિને એ નવી સમાજવ્યવસ્થાની કશી કલ્પના સરખી નથી; એટલે ચોમેરથી એવી માગણી થઈ રહી છે કે, **આજની શિક્ષણપદ્ધતિને ઠેકાણે કોઈક વધારે રચનાત્મક અને મનુષ્યત્વને પોષક એવી શિક્ષણપદ્ધતિ ચાલુ કરવી જોઈએ, જે રાષ્ટ્રીય જીવનની જરૂરિયાતો અને આદર્શો સાથે વધારે સારી રીતે બંધ બેસે, અને જે જીવનની તાત્કાલિક માગણીઓને સંતોષવાનું વધારે સામર્થ્ય બતાવતી હોય.**

તેથી રાષ્ટ્રીય કેળવણીની ઇમારત નવા પાયા પર ને રાષ્ટ્રવ્યાપી પ્રમાણમાં રચવી એ આવશ્યક છે.

**કેળવણી ઉપર રાષ્ટ્રનો આધાર:**—પ્રજાને માટે જે કેળવણી પૂરી પાડવામાં આવે તેની પદ્ધતિ, તેનો વિષય અને તેના ધ્યેય પર રાષ્ટ્રની પ્રગતિનો આખરનો આધાર રહેલો છે.

**અયોગ્ય કેળવણીથી પ્રજાજીવન નહિ ઊછળે:**—(૬) જ્યાંલગી દેશમાં વિદ્વાન ચારિત્ર્યવાન શિક્ષકોની મારફતે નહિ થાય, જ્યાંસુધી ગરીબમાં ગરીબ હિન્દીને સારામાં સારી વિદ્યા પહોંચી શકે એવી સ્થિતિ નહિ હોય, જ્યાંસુધી વિદ્યા અને ધર્મનો સંપૂર્ણ સંગમ નહિ થયો હોય, જ્યાંસુધી વિદ્યાનો હિન્દની પરીસ્થિતિ સાથે સંબંધ નહિ જોડાયો હોય, જ્યાંસુધી પરભાષા મારફતે શિક્ષણ આપી બાળકો અને જુવાનોના મનની ઉપર અસહ્ય બોજો પડે છે તે દૂર કરવામાં નહિ આવ્યો હોય ત્યાંસુધી પ્રજાજીવન કદી ઊછળવાનું નથી એ નિઃશંક છે.

**ખરી કેળવણી કોને કહેવાય?:**—(૭) "તે માણસને ખરી કેળવણી મળી છે કે જે માણસનું શરીર એવું કેળવાયું છે કે તે તેના અંકુશમાં રહી શકે. તે શરીર ચેનથી અને સરળતાથી તેને સોંપેલું કામ કરે. તે માણસને ખરી કેળવણી મળી છે કે જેની બુદ્ધિ શુદ્ધ છે, શાંત છે અને ન્યાયદર્શી છે. તે માણસે ખરી કેળવણી લીધી છે કે જેનું મન કુદરતના કાયદાઓથી ભરેલું છે ને ઇંદ્રિયો તેને વશ છે. જેની અંતર્વૃત્તિ વિશુદ્ધ છે, અને જે માણસ નીચ માણસને ધિક્કારે છે તથા પોતાના સરખા બીજાઓને ગણે છે. આવો માણસ ખરો કેળવાયેલો ગણાય, કેમકે તે કુદરતના નિયમો પ્રમાણે ચાલે છે. કુદરત તેનો સારો ઉપયોગ કરશે અને કુદરતનો તે સારો ઉપયોગ કરશે." (હકસલી)

**વિદ્યા શા માટે ?:**—( ૮ ) જો આપણને જે વિદ્યા મળે છે તેથી ઇશ્વરવિમુખ થઇએ તો એ વિદ્યા આપણું શું ભલું કરવાની હતી ? જગતનું શું ભલુ કરવાની હતી ?

**વિદ્યાનું ફળ જ એ છે કે, વિદ્યાર્થી ઉત્તમ નાગરિક બને, ઉત્તમ સ્વદેશસેવક બને, સમાજને, ગૃહસ્થાશ્રમને, દેશને સુશોભિત કરે.**

## ૨—બાળકેળવણી

"અમે બાળકોને જીવવાનું, તે આધ્યાત્મિક જીવન જીવવાનું શિખવીએ છીએ કે જે એકલું જ સંસારમાં શાંતિ ઉત્પન્ન કરી શકે છે." મેડમ મોન્ટીસોરી

**બાળકોને કેળવણી કયાં અપાય ?:**—( ૯ ) જો આજે આપણાં ઘર છિન્નભિન્ન થઈ ગયાં છે, માબાપ બાળકો પ્રત્યેનો પોતાનો ધર્મ ભૂલી ગયાં છે તો બાળકોની કેળવણી જ્યાંસુધી બને ત્યાંસુધી એવા સંજોગોમાં અપાવી જોઇએ કે, જ્યાં બાળકોને કુટુંબના જેવું જ વાતાવરણ મળે. વિદ્યાર્થીનો બાલ્યકાળ સર્વથી અગત્યનો છે.

**કેળવણી એટલે અક્ષરજ્ઞાન નહિ:**—( ૧૦ ) કેળવણી એટલે અક્ષરજ્ઞાન નહિ. અક્ષરજ્ઞાન એ કેળવણીનું સાધન માત્ર છે. **કેળવણી એટલે મન સુદ્ધાં બાળકની બધી ઇંદ્રિયોનો સદુપયોગ કરતાં બાળક જાણે તે.** એટલે કે બાળક પોતાના હાથ, પગ ઇત્યાદિ કર્મેન્દ્રિયોનો અને નાક, કાન ઇત્યાદિ જ્ઞાનેન્દ્રિયોનો ખરો ઉપયોગ કરી જાણે.

**કેળવણીની સાચી શરૂઆત:**—( ૧૧ ) હાથવતી ચોરવું નહિ જોઇએ, માખીઓ નહિ મારવી જોઇએ, પોતાના ભેરુને કે નાનાં ભાઈ-બહેનોને ન મારવાં જોઇએ, એવું જ્ઞાન જે બાળક પામે

છે તેની કેળવણીનો આરંભ થઈ ચૂક્યો. જે બાળક પોતાનું શરીર, દાંત, જીભ, નાક, કાન, આંખ, માથું, નખ ઇત્યાદિ સાફ કરવાની આવશ્યકતા સમજે છે અને રાખે છે તેણે કેળવણીનો આરંભ કર્યો છે એમ કહી શકાય. જે બાળક ખાતાં-પીતાં અડપલું કરતું નથી, એકાન્તમાં કે સમાજમાં ખાવા-પીવાની ક્રિયાઓ રીતસર કરે છે, રીતસર બેસી શકે છે, અને શુદ્ધ-અશુદ્ધ ખોરાકનો ભેદ જાણી શુદ્ધની પસંદગી કરે છે, અકરાંતિયાપણે ખાતું નથી, જે જુવે તે માગતું નથી, ન મળે તો યે શાન્ત રહે છે, એ બાળકે કેળવણીમાં સારી પ્રગતિ કરી છે. જે બાળકના ઉચ્ચાર શુદ્ધ છે, જે પોતાની આસ-પાસ રહેલા પ્રદેશનાં ઇતિહાસ-ભૂગોળ તે શબ્દોનું નામ જાણ્યા વિના આપણને બતાવી શકે છે, જેને દેશ શું છે તેનું ભાન થયું છે, એણે પણ કેળવણીને માર્ગે ઠીક મજલ કરી છે. જે બાળક સાચ-જૂઠનો, સારાસારનો ભેદ જાણી શકે છે, અને સારું અને સાચું પસંદ કરે છે, નઠારાનો અને જૂઠાનો ત્યાગ કરે છે, એ બાળકે કેળવણીમાં બહુ સારી પ્રગતિ કરી છે.

**ક્રિયા દ્વારા બુદ્ધિનો વિકાસઃ**—(૧૨) **જેનો જીવનમાં ઉપયોગ ન હોય તેવી વસ્તુઓ બાળકોના મગજમાં ભરવાથી તેઓની બુદ્ધિ વિકસે એમ માનવું એ ભ્રમણા છે.** એમાં ભલે બુદ્ધિનો વિલાસ હોય, વિકાસ નથી. કેમકે બુદ્ધિ વિવેક કરી શકતી નથી. પણ જ્યાં બાળક કે આપને કંઈ ક્રિયા કરવી પડે છે—ને તે ક્રિયા તેને યંત્રવત્ નથી શિખવાતી પણ દરેકનાં કારણ સમજાવવામાં આવે છે ત્યાં તેની બુદ્ધિનો વિકાસ સહેજે થાય છે, ને બાળકોને પોતાનું ભાન થાય છે, સ્વમાન શીખે છે ને સ્વાવલંબી થાય છે.

**શરીર અને આત્માનો વિકાસ એકીસાથેઃ**—(૧૩) બુદ્ધિનો ખરો વિકાસ હાથ, પગ, કાન, ઇત્યાદિ અવયવોના

સદુપયોગથી જ થઈ શકે, એટલે કે શરીરનો જ્ઞાનપૂર્વક ઉપયોગ કરતાં બુદ્ધિનો વિકાસ સારામાં સારી રીતે અને વહેલામાં વહેલો થાય. આમાં ય જો પારમાર્થિક વૃત્તિ ન ભળે તો શરીર અને બુદ્ધિનો વિકાસ એકતરફી થાય છે. પારમાર્થિક વૃત્તિ એ હૃદયનું એટલે કે આત્માનું ક્ષેત્ર છે. તેથી એમ કહી શકાય કે બુદ્ધિના શુદ્ધ વિકાસને સારુ આત્માનો અને શરીરનો વિકાસ સાથે સાથે અને એક સરખી ગતિએ ચાલવો જોઇએ. એટલે કોઈ કહે કે, આ વિકાસો એક પછી એક થઈ શકે તો તે ઉપરની શ્રેણી પ્રમાણે બરાબર ન હોવું જોઇએ.

**સ્વતંત્ર વિચાર કરવાનો મહાવરો:**—(૧૪) શિક્ષકોએ પોતાનાં હાથ નીચેનાં બાળકો અને બાળાઓની તર્ક-શક્તિને ઉત્તેજિત કરવી હોય તો તેમણે અનેકવાર તેમને બુદ્ધિ વાપરવાની અને સ્વતંત્ર વિચાર કરવાની ફરજ પાડવી જોઇએ.

**શારીરિક કામ-કેળવણીનો એક વિભાગ:**—(૧૫) તેઓનો (બાળકોનો) વખત મુખ્યત્વે શારીરિક કામમાં ગાળાવો જોઇએ. અને તે કાર્ય પણ કેળવણીકારની દેખરેખ નીચે. શારીરિક કામ કેળવણીના વિભાગ તરીકે ગણાવું જોઇએ. પ્રત્યેક બાળક બાળાનું વલણ પારખીને તેને કામ સોંપવું જોઇએ.

**શિખવવું કેમ?:**—બાળકોને પરાણે કંઈ જ ન શિખવવું. જે શીખે તેમાં તેને રસ આવવો જ જોઇએ.

બાળકોને શિક્ષણ રમતની જેમ લાગવું જોઇએ. રમત પણ શિક્ષણનો આવશ્યક ભાગ છે.

દરેક કામ લેતાં પહેલાં પ્રત્યેક કર્મના કારણની માહિતી આપવી.

**બાળકોની રૂપરેખા:**—(૧૬) હવે હું બાળકેળવણીની કંઇક રૂપરેખા દોરી જાઉં. ધારો કે એક માતારૂપી સ્ત્રીના હાથમાં પાંચ બાળકો આવ્યાં છે. આ બાળકોને નથી બોલવાનું કે નથી ચાલવાનું

ભાન–નાકમાંથી લીંટ વહે છે, તે હાથવતી લૂછીને પગ ઉપર કે પોતાનાં કપડાં ઉપર લગાડે છે; આંખમાં ચીપડા છે; કાનમાં ને નખમાં મેલ ભર્યો છે; બેસવાનું કહેતાં પગ પસારીને બેસે છે; બોલે છે તો ફૂલ-ખરણી ઝરે છે; "શું" નો "હું" કહે છે અને "હુ" ને બદલે "અમે" નો ઉપયોગ કરે છે. પૂર્વ, પશ્ચિમ ને ઉત્તર, દક્ષિણનું એમને ભાન નથી. શરીરે મેલાં ડગલાં પહેર્યાં છે. ગુહ્ય ઇન્દ્રિય ઉઘાડી છે, તેને ચૂંથ્યા કરે છે, જેમ વાળો તેમ વધારે ચૂંથે છે. ખીસું હોય તો તેમાં કાંઇક મેલી મીઠાઈ ભરેલી છે, એ વખતોવખત કાઢીને ચાખ્યા કરે છે. તેમાંથી થોડું કાંઇક જમીન પર વેરે છે અને ચીકણા હાથને વધારે ચીકણા કર્યે જ જાય છે. ટોપી પહેરેલી છે. તેની કોર કાળી મેશ થઈ ગએલી છે અને તેમાંથી ઠીક ઠીક દુર્ગંધ આવે છે. આ પાંચ બાળકોને સંભાળનારી સ્ત્રીના મનમાં માતાની ભાવના પેદા થાય તો જ તે એમને શિખવી શકશે. પહેલો પાઠ તેમને ઢંગમાં લાવવાનો જ હશે. માતા તેમને પ્રેમથી નવરાવશે, કેટલાક દહાડા સુધી તો તેમની સાથે માત્ર વિનોદ જ કરશે, અને અનેક રીતે જેમ આજ લગી માતાઓએ કર્યું છે એમ, જેમ કૌશલ્યાએ બાળ રામના પ્રત્યે કર્યું તેમ, માતા બાળકોને પોતાના પ્રેમપાશમાં બાંધશે, અને જેમ નચાવવા માગે તેમ નાચતાં બાળકોને શિખવી દેશે. આટલી ચીજ માતાએ ન મેળવી હોય ત્યાંસુધી, વછૂટી ગયેલા વાછડાની પાછળ બેબાકળી થઇને જેમ ગાય આમતેમ દોડ્યા કરે છે તેમ, આ માતા પેલાં પાંચ બાળકોની પાછળ ટળવળ્યા કરશે. જ્યાંલગી એ બાળકો સહેજે સાફ થયાં નથી, તેમનાં દાંત, કાન, હાથ, પગ, જોઇએ તેવાં નથી થયાં, તેમનાં ગંધાતાં કપડાં જ્યાંસુધી બદલાયાં નથી, અને જ્યાંસુધી "હું" નો "શું" નથી થયો ત્યાંસુધી એ જંપ વાળીને બેસવાની નથી. આટલો કાબૂ મેળવ્યા પછી માતા બાળકને પહેલો પાઠ રામનામનો આપશે. તે રામને કોઈ રામ કહેશે, કોઈ રહેમાન કહેશે; વસ્તુ એક જ હોય. ધર્મ પછી અર્થ તો હશે જ, તેથી માતા અંકગણિતનો આરંભ

કરશે. બાળકોને પલાખાં આપશે ને સરવાળા–બાદબાકી તે મોઢેથી શિખવશે. બાળકોને પોતે જ્યાં રહેતાં હોય તે જગાનું ભાન હોવું જ જોઇએ, તેથી તે તેમની આસપાસનાં નદીનાળાં, ટેકરા, મકાનો બતાવશે, તેમને તેમ કરતાં દિશાનું ભાન તો કરાવી જ દેશે. અને બાળકોની ખાતર તે પોતાના વિષયનું જ્ઞાન વધારશે. આ કલ્પનામાં ઈતિહાસ ને ભૂગોળ નોખા વિષય કદી ન હોય. બંનેનું જ્ઞાન વાર્તારૂપે જ અપાય. આટલેથી માતાને સંતોષ તો ન જ થાય. હિન્દુ માતા બાળકોને સંસ્કૃતનો ધ્વનિ બચપણથી જ સંભળાવે, તેથી તેમને ઇશ્વરસ્તુતિના શ્લોકો મોઢે કરાવે ને બાળકની જીભ શુદ્ધ ઉચ્ચારણને સારુ વાળે. રાષ્ટ્રપ્રેમી માતા હિન્દીનું જ્ઞાન તો આપે જ, તેથી બાળકની સાથે તે હિન્દીમાં વાત કરે, હિન્દી પુસ્તકોમાંથી કાંઇક વાંચી સંભળાવે, ને બાળકોને દ્વિભાષી બનાવે. બાળકને તે અક્ષરનું જ્ઞાન હમણાં નહિ આપે, પણ તેના હાથમાં પીંછી તો મૂકે. તે ભૂમિતિની આકૃતિઓ કઢાવે, સીધી લીટી, વર્તુળ વગેરે કઢાવે. જે બાળકો ફૂલ ન કાઢી આપે અથવા લોટાનું ચિત્ર ન કરી આપે કે ત્રિકોણ ન કાઢી આપે તે કેળવણી પામેલ છે એમ માતા માને જ નહિ, અને સંગીત વિના તો બાળકોને તે ન જ રાખે. બાળકો મધુર સ્વરથી એક સાથે રાષ્ટ્ર ગીતો, ભજનો વગેરે ન ગાઈ શકે તે તે સહન જ ન કરે. તેમને તાલબદ્ધ ગાતાં શિખવે, બની થાય તો એમનાં હાથમાં એક તારો મૂકે, તેમને ઝાંઝ આપે, ડાંડિયારાસ શિખવે. તેમનાં શરીર કસવા સારુ તેમને કસરત કરાવે, દોડાવે, કુદાવે. અને બાળકોને સેવાભાવ શિખવવો છે અને હુન્નર પણ શિખવવો છે, તેથી તે તેમને કાલાં વીણવા, ફોલવા, લોઢવા, પીંજવા ને કાંતવાની ક્રિયાઓ શિખવે ને બાળકો રોજ રમતમાં ઓછામાં ઓછો અરધો કલાક કાઢી નાખે.

**કેળવણી કોણ આપે ?**:—ઉપર આલેખેલી કેળવણી બાળક ઘરમાં જ પામી શકે અને માતાની જ મારફતે.

(૧૭) સુઘડ ઘરના જેવી કોઈ નિશાળ નથી અને સદ્‌ગુણી માતા-પિતાની બરોબરી કરી શકે એવો કોઈ શિક્ષક નથી.

(૧૮) જ્યાંલગી સાચી બાળકેળવણી આપણા લાયક માતા તૈયાર નથી થઇ ત્યાંલગી બાળકો સેંકડો નિશાળોમાં જતાં છતાં કેળવણી વિનાનાં જ રહે છે, એમ કહેતાં મને સંકોચ નથી થતો.

આ ધર્મ માતા જ બજાવી શકે, તેથી બાળકેળવણી સ્ત્રીના જ હાથમાં હોવી જોઈએ. જે પ્રેમ અને ધીરજ સ્ત્રી બતાવી શકે એ સામાન્ય રીતે આજલગી પુરુષ નથી બતાવી શક્યો.

**પુરુષશિક્ષક માતાનું પદ લે:**—(૧૯) આ અસ્તવ્યસ્ત થઈ ગયેલ જીવનમાં સ્ત્રીશિક્ષિકાઓ કદાચ ન મળી શકે. પુરુષો મારફતે જ બાળશિક્ષણ હાલ સંભવે એમ ભલે હોય. તો પુરુષે માતાનું મહાપદ લેવું પડશે ને છેવટે તો માતાએ તૈયાર થવું પડશે.

પણ જો મારી કલ્પના યોગ્ય હોય તો, ગમે તે માતા, જેને પ્રેમ છે તે થોડી મદદથી તૈયાર થઈ શકે છે, અને પોતાને તૈયાર કરતી તે બાળકોને પણ તૈયાર કરી શકે છે.

**શિક્ષણમાં શારીરિક દંડ:**—(૨૦) શિક્ષકે કદી વિદ્યાર્થીને શારીરિક દંડ ન કરવો. એ અધિકાર હોય તો પણ તે માબાપને ભલે રહો. દેવાયેલો દંડ વિદ્યાર્થી પોતે સ્વીકારે તેજ ન્યાયી દંડ ગણાય.

કોઈ પણ પ્રકારની શિક્ષા વિદ્યાર્થીઓને કરવી એ અયોગ્ય જ છે. વિદ્યાર્થીઓના પ્રત્યે શિક્ષકોના મનમાં જે માન અને શુદ્ધ પ્રેમ હોવાં જોઇએ તેમાં એમ કરવાથી ન્યૂનતા આવે છે.

**અક્ષરજ્ઞાન પહેલાં સામાન્ય જ્ઞાન:**—(૨૧) બાળક સમજણું થાય ત્યારથી તેને સામાન્ય જ્ઞાન અપાવું જોઇએ. તેનું આ જ્ઞાન અક્ષરજ્ઞાનની પૂર્વે થવું જોઈએ.

**નિરક્ષર પણ વિદ્વાન:**—(૨૨) બાળક વાંચીને જ્ઞાન મેળવે એ ભ્રમ તેના મનમાંથી ન નીકળે ત્યાંલગી આગળ વધે નહિ. અક્ષર-જ્ઞાન જેણે જિંદગીભર ન મેળવ્યું હોય તે વિદ્વાન બની શકે એ સ્હેજે કલ્પનામાં આવી શકે તેવું છે.

**અક્ષરજ્ઞાન ક્યારે?:**—બાળકોને લિપિજ્ઞાનમાં રોકવાં એ તેમનાં મન ઉપર અને તેમની બીજી ઇન્દ્રિયો ઉપર દબાણ મૂક્યા બરોબર છે. તેમની આંખનો અને તેમના હાથનો દુરુપયોગ કર્યો બરાબર છે. ખરી કેળવણી પામેલું બાળક અક્ષરજ્ઞાન યોગ્ય સમયે સહેજે મેળવી શકે અને તે રસપૂર્વક પામે.

**અક્ષરજ્ઞાનનું સ્થાન:**—(૨૩) આ ઉપરથી એમ માનવાનું નથી કે, હું અક્ષરજ્ઞાનને વખોડી કાઢું છું. હું એટલું જ બતાવવા માગું છું કે તે જ્ઞાનની આપણે મૂર્તિપૂજા નથી કરવાની–તે કંઈ આપણી કામધેનુ નથી. તેની જગાએ તે શોભી શકે છે. અને તે જગ્યા તો એ છે કે જ્યારે મેં ને તમે આપણી ઈન્દ્રિયોને વશ કરી હોય. જ્યારે આપણે નીતિનો મજબૂત પાયો નાખીયે ત્યારે આપણને અક્ષરજ્ઞાન લેવાની ઇચ્છા થાય તો તે લઈ તેનો સદુપયોગ કરી શકીએ ખરા. તે આભૂષણરૂપે ઠીક લાગવા સંભવ છે, પણ જો અક્ષરજ્ઞાનનો એ ઉપયોગ હોય તો આપણે તેવી કેળવણી ફરજિયાત આપવાની જરૂર રહેતી નથી. આપણી પુરાણી નિશાળો બસ છે. તેમાં નીતિ–કેળવણી ને પ્રથમ મૂકી છે. તે પ્રાથમિક કેળવણી છે; તેની ઉપર જે ચણતર કરીશું તે નભી શકશે.

**અક્ષરજ્ઞાન માત્ર સાધન:**—(૨૪) **ભણવાની જરૂર છે જ. અક્ષરજ્ઞાન જોઈએ. પણ અક્ષરજ્ઞાન એ કંઈ સર્વસ્વ નથી. એ સાધ્ય નથી; એ તો સાધન માત્ર છે.**

**અક્ષરજ્ઞાન કેમ આપવું?:**—(૨૫) બાળકોના હાથનો ઉપ-યોગ પાટીમાં વાંકાચૂંકા અક્ષરો કઢાવવામાં થવાને બદલે અને અક્ષરોની

અક્ષરી સંજ્ઞાઓ સમજાવવાને બદલે ભૂમિતિની રેખાઓ કાઢવામાં ને ચિત્રો ઓળખવામાં થશે. આ હાથની ખરી પ્રાથમિક કેળવણી છે.

લખતાં પહેલાં વાંચતાં શીખે. એટલે કે અક્ષરોને ચિત્ર સમજી તેને ઓળખતાં શીખે ને પછી ચિત્ર કાઢે.

**પહેલું ચારિત્ર્ય પછી અક્ષરજ્ઞાન:**—(૨૬) ટૂંકામાં અક્ષરજ્ઞાન ચારિત્ર્યની પછી શોભે. તે પહેલાં મૂકાએ તો ગાડીની પાછળ ઘોડાને મૂકી તેના નાક વતી ગાડીને ઠેલવાની ક્રિયા જેટલી શોભે અને જેટલી સફળ થાય તેટલું તે અક્ષરજ્ઞાન શોભે અને સફળ થાય.

## ૩—ધાર્મિક કેળવણી

**(૨૭) કેળવણીનો મુખ્ય હેતુ ચારિત્ર્ય હોવો જોઇએ. ધર્મ વિના ચારિત્ર્ય કેમ બંધાય એ મને સૂઝી શકતું નથી.**

**ધર્મ એટલે શું ?:**—(૨૮) **સત્યનો આગ્રહ એ જ ધર્મ** છે. રૂઢિએ માનેલ દરેક દોષોને પકડી રાખવાનો આગ્રહ અધર્મ છે.

**ધર્મ શું છે?:**—(૨૯) **ધર્મ વસ્તુત: બુદ્ધિગ્રાહ્ય નથી, પરંતુ હૃદયગ્રાહ્ય છે.** આપણાથી જુદી એવી એ વસ્તુ નથી, પરંતુ એ એવી વસ્તુ છે કે, જેને આપણે આપણા પોતામાંથી જ ખિલવવાની છે.

**ધાર્મિક શિક્ષણ એટલે શું ?:**—(૩૦) **જે વસ્તુ મને નિર્વિકાર કરી શકે, જે વસ્તુનું સેવન મને શૂળીએ ચઢતાં પણ સત્ય ઉપર દૃઢ રાખે, તે જ વસ્તુ ધાર્મિક શિક્ષણ ગણાવું જોઈએ.**

**ધાર્મિક કેળવણી કેમ અપાય ?:**—(૩૧) ધાર્મિક કેળવણી આવશ્યક સમજવી જોઈએ. તે પુસ્તક મારફતે નહિ પણ શિક્ષકના વર્તનથી બાળક પામે, અને તેને મુખેથી.

(૩૨) મારે મન ધર્મ એટલે સત્ય અને અહિંસા, અથવા કેવળ સત્ય કહો તો યે બસ થાય. અહિંસા સત્યના પેટમાંજ સમાયેલી છે. તે વિના સત્યની ઝાંખી સરખી યે ન થાય. આવાં સત્ય અને અહિંસાનું જે રીતે પાલન થાય તે રીતે જે કેળવણી અપાય તે ધાર્મિક કેળવણી થઈ. અને આવી કેળવણી આપવાનો સારામાં સારો રસ્તો તો એ છે કે, શિક્ષકો માત્ર સત્ય અને અહિંસાનું પાલન કરનારા હોય. વિદ્યાર્થીઓને તેમનો સત્સંગ એ વિદ્યાર્થીઓની ધાર્મિક કેળવણી.

**શું બાળક ધર્મ ન સમજે ?:—(૩૩) બાળક સમજી શકે એવી ભાષામાં આત્મા, સત્ય, પ્રેમ શું છે એ તેની પાસે અવશ્ય મૂકી શકાય.** દુનિયાનું ડહાપણ મુદ્દલ ન ડહોળ્યું હોય એવા નાના એક બાળકને નહિ પણ અનેક બાળકોને મરેલાંને જોઈને પૂછતાં સાંભળ્યાં છે, "આ માણસનો જીવ ક્યાં ગયો?" જે બાળક આવો પ્રશ્ન સહેજે કરી શકે તેને આત્માનું જ્ઞાન સહેજે કરાવી શકાય. **હિન્દુસ્તાનમાં કરોડો નિરક્ષર બાળકો સત્યાસત્યનો ભેદ, પ્રેમ અપ્રેમનો ભેદ સમજણાં થાય ત્યારથી જ જાણી શકે છે.** કયું બાળક પોતાનાં માતા-પિતાની આંખમાંથી ઝરતું પ્રેમામૃત અથવા તેમાંથી ઝરતા ક્રોધનો અંગાર ઓળખી શકતું નથી!...પ્રેમને, સત્યને, આત્માને પ્રગટ થવાને સારુ ભાષાની જરૂર હોત તો એનો ક્યારનો ય લોપ થઈ ગયો હોત.

(૩૪) આમાં બાળકોની પાસે "તત્ત્વનું ટૂંપણું" મૂકવાની વાત નથી. પણ સત્યાદિ શાશ્વત ગુણોનું તેમની પાસે પ્રદર્શન કરી, તે તેમનામાં પણ છે એવું તેમની પાસે સિદ્ધ કરી દેવાની વાત છે.

**શ્રદ્ધાનો અભાવ:—(૩૫) મને મોટામાં મોટું દુઃખ એ છે કે, આપણા વિદ્યાર્થીઓમાં નાસ્તિકતા વધતી જાય છે, અને શ્રદ્ધા ઘટતી જાય છે.**

**સાચી શ્રદ્ધા શું છે?:**—(૩૬) ધાર્મિક શ્રદ્ધા એટલે કે જે શ્રદ્ધા કેવળ બુદ્ધિને જ પોષે છે તે નહિ, પરંતુ જે અંતરમાં સ્થાયી કોતરાઈ રહે છે.

**ધાર્મિક ભાવનાની જરૂર:**—(૩૭) આપણને અત્યારે ખરી ધાર્મિક ભાવનાની જ ઘણામાં ઘણી જરૂર છે. હું એમ કહેવા ઇચ્છું છું કે, આપણી ધાર્મિક ભાવના મૃતપ્રાય થઈ ગએલી હોવાથી આપણે સદા ભયભીત દશામાં રહીએ છીએ. આપણે રાજકીય તેમ જ ધાર્મિક સત્તાથી ડરીએ છીએ. બ્રાહ્મણો અને પંડિતો પાસે આપણા વિચારો દર્શાવી શકતા નથી, અને રાજકીય સત્તાથી હબકી જઇએ છીએ.

**નીડર બનો:**—(૩૮) હું માનું છું કે આમ કરવાથી આપણે તેઓનું તથા આપણા પોતાનું અહિત કરીએ છીએ. ધર્મગુરુઓ અને રાજ્યાધિકારીઓ એવું તો ન જ ઇચ્છે કે, આપણે તેઓ પાસે સત્ય સંતાડવું. મુંબાઈમાં એક સભામાં બોલતાં લોર્ડ વિલિંગ્ડને થોડા વખત ઉપર પોતાનો અનુભવ કહ્યો હતો કે "ના" કહેવાની ખરેખરી ઇચ્છા હોવા છતાં આપણે તેમ કરતાં અચકાઈએ છીએ. તેથી તેણે શ્રોતાઓને નીડર થવા સલાહ આપી હતી. પરંતુ નીડરતા રાખવી એટલે બીજાની લાગણીને માન ન આપવું અથવા તેનો વિચાર જ ન કરવો એમ કદી પણ સમજવાનું નથી. ચિરસ્થાયી અને વાસ્તવિક પરિણામ પ્રાપ્ત કરવા હોય તો આપણે અવશ્ય પહેલાં તો **નીડર** થવું જોઈશે.

**ભય માત્ર ઈશ્વરનો:**—આ ગુણ ધાર્મિક જાગૃતિ વિના પ્રાપ્ત કરી શકાતો નથી. આપણે ઇશ્વરથી ડરીશું તો પછી માણસથી નહિ ડરીએ. જો આપણે સમજીએ કે આપણામાં દેવ વસે છે, જે આપણા દરેક વિચાર અને કૃતિનો સાક્ષી છે, જે આપણું રક્ષણ કરે છે, અને આપણને સન્માર્ગે દોરે છે, તો આપણને આખા જગતમાં ઇશ્વર સિવાય બીજા કોઈનો ભય નહિ રહે.

**અભય:**—(૩૯) એક જ સત્તા એવી છે. જો આપણે યોગ્ય રીતે તેને સત્તા કહી શકીએ તો કે જેનાથી આપણે ડરવાનું છે, અને તે એક ઈશ્વર છે. આપણે ઈશ્વરથી ડરીશું તો ગમે તેટલી ઊંચી પદવી ધરાવનારા માણસથી પણ આપણે નહિ ડરીએ. અને આપણે સત્યવ્રત કોઈ પ્રકારે કે રૂપે પાળવા માગતા હોઈશું તો નિર્ભયતા અવશ્ય રાખવી પડશે.

**ગીતામાં અભય:**—ભગવદ્‌ગીતામાં તમે જોશો કે દૈવી સંપત્તિમાં પ્રથમ સંપત્તિ અભય જણાવવામાં આવી છે. આપણે પરિણામથી ડરીએ છીએ; તેથી જ આપણે સત્ય બોલતાં ડરીએ છીએ. જે માણસ ઈશ્વરથી ડરે છે, તે માણસ કદી પણ ઐહિક પરિણામોથી ડરતો નથી.

**ઈશ્વરની અનેક શક્તિ અને રૂપો:**—(૪૦) ઈશ્વરની અનેક શક્તિઓ છે તે જ પ્રમાણે તેનાં અનંત રૂપ પણ છે. જેને જેમ ફાવે તેમ તે તે વિશેષણથી અને તે તે રૂપમાં ઈશ્વરને પૂજે તેમાં મને તો જરા યે દોષ નથી લાગતો.

**સત્ય પ્રગટ કરવું:**—(૪૧) દેવ-દેવીઓની વાત જેટલે અંશે તે નીતિપોષક હોય તેટલે અંશે કરવામાં જરા યે અડચણ હું જોતો નથી. રૂપકો બાળકોની પાસે છોડી બતાવવામાં રસનો નાશ થાય છે, એમ મારું માનવું નથી; પણ કદાચ થતો યે હોય તો સત્યનો નાશ કરીને રસને પોષવાની રૂઢિને હું માનનાર નથી. સત્યમાં જ જે રસ રહ્યો છે તે રસ આપણે બાળકોની આગળ પ્રગટાવવો જ જોઈએ. એ પ્રગટી શકે છે એવો મારો અનુભવ છે.

**દેવ-દેવીઓ શક્તિનાં સૂચન:**—(૪૨) ઇન્દ્ર, વરૂણ ઇત્યાદિ દેવો આકાશની અંદર રહેલા છે અને તે નોખી નોખી વ્યક્તિઓ છે, અથવા સરસ્વતી આદિ દેવીઓ એ પણ નોખી નોખી વ્યક્તિઓ

છે એવું હું માનતો નથી. પણ દેવ–દેવીઓ અનેક શક્તિનાં વાચક છે, એવું હું અવશ્ય માનું છું.

**ઈશ્વરપ્રેમ બચપણમાં જ:**—(૪૩) છોકરાંઓને તેમ જ જુવાનોને ઈશ્વરપ્રાપ્તિની સાધના કરવાનું ઉત્તેજન આપવું જોઈએ. તેઓ વગર બગડેલાં ફળ જેવાં હોય છે. અને સંસારની વાસનાઓનો દૂષિત સ્પર્શ તેમને જરા યે લાગ્યો હોતો નથી. એવી વાસનાઓ એમના મનમાં એક વાર પેઠી એટલે પછી એમને મોક્ષને માર્ગે વાળવા બહુ મુશ્કેલ છે.

**ઘડપણમાં મન ઈશ્વરમાં પરોવાવું કઠણ છે. બચપણમાં એ સહેલાઈથી પરોવી શકાય છે.**

(૪૪) ગીતાજી ઇત્યાદિનો સરળભાવે બચપણમાં કરાવેલો અભ્યાસ બાળકોને ભવિષ્યમાં ઊગી નીકળે એવો મારો અનુભવ ઉપર રચાયેલો નિશ્ચલ વિશ્વાસ છે.

**ગીતાની સરળતા:**—(૪૫) મારા અભિપ્રાય પ્રમાણે ગીતા એ સમજવા માટે ઘણું સરળ પુસ્તક છે. કેટલાક મૂળભૂત કોયડા એ રજૂ કરે છે. કે જેના ઉકેલ બેશક અઘરા છે. પરંતુ ગીતાનું સામાન્ય વલણ, મારા મત પ્રમાણે, દીવા જેવું સ્પષ્ટ છે. બધા હિન્દુ સંપ્રદાયોએ ગીતાને પ્રમાણભૂત પુસ્તક તરીકે સ્વીકારેલ છે. કોઈ પણ પ્રકારના સ્થાપિત મતવાદથી એ મુક્ત છે. કારણો સાથે સમજાવેલું એવું એક સંપૂર્ણ નીતિશાસ્ત્ર એ પૂરું પાડે છે. બુદ્ધિ અને હૃદય બંનેને એ સંતોષ આપે છે. એમાં ફિલસૂફી અને ભક્તિ બંને ભરેલાં છે. એની ચોટ સાર્વત્રિક છે. એની ભાષા ન માની શકાય એટલી સરળ છે.

**શરમરૂપ:**—(૪૬) હિન્દુ છોકરા કે છોકરી માટે ગીતાનું અજ્ઞાન એ શરમરૂપ મનાવું જોઇએ.

**ધર્મનું નહિ તો ધર્મગ્રંથોનું જ્ઞાનઃ**—(૪૭) જો ભારતવર્ષ આધ્યાત્મિક દેવાળું ફૂંકવાનું ન હોય તો પોતાના યુવકવર્ગને ધાર્મિક શિક્ષણ આપવાનું કામ કાંઈ નહિ તો ઐહિક શિક્ષણના જેટલું તો આવશ્યક મનાવું જ જોઈએ. ધર્મગ્રંથોનું જ્ઞાન થયું એટલે ધર્મનું જ્ઞાન પણ થઈ ગયું એમ નથી એ સાચું છે. પરંતુ આપણે જો ધર્મનું જ્ઞાન ન આપી શકીએ તો ધર્મગ્રંથોનું જ્ઞાન આપીને પણ આપણે સંતોષ માનવો રહ્યો.

**શાસ્ત્રપઠન, શાસ્ત્રચિંતનઃ**—(૪૮) જ્યાં ધર્મનો અભાવ છે ત્યાં વિદ્યા, લક્ષ્મી, આરોગ્ય વગેરેનો પણ અભાવ છે. ધર્મરહિત સ્થિતિમાં સાવ શુષ્કતા છે; શૂન્યતા છે. આપણે ધર્મનું શિક્ષણ ગુમાવી બેઠા છીએ. આપણા શિક્ષણક્રમમાં ધર્મને સ્થાન આપવામાં નથી આવ્યું. આ તો વર વિનાની જાન જેવું છે. ધર્મ જાણ્યા વિના વિદ્યાર્થીઓ નિર્દોષ આનંદ મેળવી શકતા નથી. આ આનંદ લેવા માટે શાસ્ત્રપઠન, શાસ્ત્રચિંતન અને વિચારસદૃશ આચાર આવશ્યક છે.

**વહેમી ન ગણોઃ**—(૪૯) **તમે ગમે તેમ કરો તો પણ ઈશ્વર પરની શ્રદ્ધા ન ગુમાવજો.** આ વસ્તુ હું તમારી આગળ બુદ્ધિથી સિદ્ધ નહિ કરી શકું. કારણ એ સત્ય બુદ્ધિથી પર છે. બુદ્ધિને અગોચર છે. હું તો તમારી પાસેથી એ માગું છું કે તમે સાચી નમ્રતા કેળવો, અને જગતના આટલા બધા ધર્મશિક્ષકો, ઋષિઓ અને બીજાઓના અનુભવને એકદમ ફેંકી ન દો. તેમ જ એ બધાને વહેમી માણસો ન ગણી કાઢો. હું તો પુરાણોને ધર્મગ્રંથ રૂપે માનું છું.

**હૃદયની શુદ્ધિ, ભક્તિભાવ અને આદરઃ**—(૫૦) **હૃદયની શુદ્ધિ અને ભક્તિભાવ એ બે વસ્તુઓ શાસ્ત્રગ્રંથો**

**બરાબર સમજવાને સારુ આવશ્યક છે:**—(૫૧) આવા ગ્રંથો આદરપૂર્વક વાંચ્યા હોય તો તેમાંથી વાચક નીતિજ્ઞાન અને આધ્યાત્મિક આત્મજ્ઞાન મેળવી લે છે. આમ જુદા જુદા ધર્મગ્રંથોનો અભ્યાસ કરતાં–કરાવતાં એક વસ્તુ ધ્યાનમાં રાખવી જોઇએ એટલે કે, તે તે ધર્મના પ્રસિદ્ધ માણસોએ લખેલા ગ્રંથો વાંચવા ને વિચારવા જોઇએ.

**બધા ધર્મો સાચા:**—(૫૨) આવો અભ્યાસ કરતાં પોતાના ધર્મને વિષે ઉદાસીનતા આવવાનો ભય કોઈ ન રાખે. આપણી વિચારશ્રેણીમાં બધા ધર્મને સાચા કલ્પ્યા છે. બધાને વિષે આદર કલ્પ્યો છે. આવી સ્થિતિ છે ત્યાં પોતાના ધર્મનો પ્રેમ તો હોય જ; બીજા પ્રત્યે તે કેળવવો રહ્યો. જ્યાં ઉદાર વૃત્તિ છે ત્યાં બીજા ધર્મોમાં જેટલી વિશેષતા જોવામાં આવે તે પોતાના ધર્મોમાં લેવાની પૂરી છૂટ રહે છે.

**ધર્મ અને સભ્યતા:**—(૫૩) ધર્મને સભ્યતાની સાથે સરખાવી શકાય. જેમ આપણે પોતાની સભ્યતાને સાચવવા છતાં બીજી સભ્યતામાં જે સારું હોય તેનો અનાદર ન કરતાં તેમાંથી તે લઇએ છીએ, તેમ પરધર્મને વિષે પણ કરાય. અત્યારે જે ભય રહ્યો છે, તે આસપાસના વાયુમંડળને આભારી છે. એક બીજા પ્રત્યે દ્વેષ છે; એક બીજાનો વિશ્વાસ નથી. આપણને કે આપણાંને પરધર્મી 'વટલાવશે તો?' એવો ભય રહે છે. ને તેથી પરધર્મોના ગ્રંથોને દોષવત્ સમજી તેમનાથી આપણે દૂર ભાગીએ છીએ. જ્યારે ધર્મો અને ધર્મીઓ પ્રત્યે આદરપૂર્વક વર્તન હશે ત્યારે અસ્વાભાવિક ભય દૂર થશે.

**સંપ્રદાયનું જ્ઞાન:**—(૫૪) દરેક વિદ્યાર્થીને જે સંપ્રદાય પોતે માનતો હોય તે સંપ્રદાયનું બીજા સંપ્રદાયનું અવિરોધી એવું જ્ઞાન મેળવવાનું ઉત્તેજન આપવું જોઈએ. અને એવો એક સમય

દરેક વર્ગમાં રાખ્યો હોય કે જેમાં બધા સંપ્રદાયોનું ઉદાર અને નિષ્પક્ષપાત તેમ જ આદરભાવથી સામાન્ય જ્ઞાન અપાય.

**ધાર્મિક શિક્ષણમાં સ્વાશ્રય:**—પાકી ઉંમરના વિદ્યાર્થીઓએ તો બીજી બાબતોની જેમ ધાર્મિક બાબતોમાં પણ સ્વાશ્રયની કળા કેળવવી જોઈએ. ચર્ચાપરિષદો અને હવે કાંતણ-મંડળો જેમ એઓ સ્વતંત્ર રીતે ચલાવે છે એમ આ વિષયનાં અભ્યાસી મંડળો પણ એમણે કાઢવાં જોઇએ.

## ૪—કેળવણીમાં ઉદ્યોગ

**સાંગ ઔદ્યોગિક શિક્ષણ:—(૫૫) આપણાં બાળકો પોતાના પગ પર ઊભાં રહે અને પરોપજીવી ન થાય એવું આપણને જોઈતું હોય તો એમને આપણે સાંગ ઔદ્યોગિક શિક્ષણ આપવું જોઈએ.**

(૫૬) શિક્ષણ પ્રજાના મોટા ભાગની જરૂરિયાતો પૂરી પાડે એવું હોવું જોઇએ.

**કેવળ મુત્સદ્દી:**—(૫૭) આપણી કેળવણી કેવળ મુત્સદ્દીવર્ગ પેદા કરે છે ને તેનું વલણ એવું છે કે સોની, લુહાર કે મોચી પણ જો શાળામાં સપડાયો તો તે પણ મુત્સદ્દી બની જાય છે.

**વિદ્યાનું ફળ આજીવિકા:—(૫૮) આજીવિકા એ વિદ્યાનું લક્ષ્ય ન હોય, પણ વિદ્યાનું ફળ તો તે હોવું જ જોઈએ. વિદ્યાનું લક્ષ્ય આત્મવિકાસ. જ્યાં આત્મવિકાસ ત્યાં આજીવિકા તો છે જ.**

(૫૯) રાષ્ટ્રીયશાળાઓનો હેતુ સ્વરાજ, સ્વતંત્રતા, સ્વાશ્રય હોઈ વિદ્યાર્થીઓને અક્ષરજ્ઞાનની સાથે જ હૃદયબળની ને શરીરયજ્ઞની—અંગમહેનતની તાલીમ અપાવી જોઈએ.

મને લાગે છે કે મજૂરીની મહત્તા આપણે સમજવી પડશે.

(૬૦) આપણે આઠ કલાક હાથ પગની મહેનત કરતા હોત તો આપણાં મન આજે છે એના કરતાં અનંતગણાં સારાં હોત, આપણને એકે નકામો વિચાર ન આવત.

(૬૧) શ્રમ વિનાની સંસ્કારિતા, કે શ્રમના ફળરૂપે ન મળેલી સંસ્કારિતા કશા કામની નથી.

**શરમ શાની ?:**—(૬૨) આજીવિકા માટે મજૂરી કરતાં લજ્જા આવવી નહિ જોઇએ.

**બૂરાઈ નથી:**—આજીવિકા માટે કોદાળી વાપરવામાં જરાએ બૂરાઈ નથી. અને આપણા મજૂર ભાઈઓ આપણાથી નીચા નથી.

**ઉદ્યોગમાં બુદ્ધિવિકાસ:**—(૬૩) જો બચપણથી બાળકોને હૃદયની વૃત્તિઓને જોઈતું વલણ મળે, તેઓને ખેતી, રેંટિયા, ઈ૦ ઉપયોગી કામમાં રોકવામાં આવે, અને જે ઉદ્યોગ વડે તેમના શરીર કસાય તે ઉદ્યોગની ઉપયોગિતા ને તેને અંગે વપરાતાં ઓજારો વગેરેની બનાવટ વગેરેનું જ્ઞાન આપવામાં આવે, તો બુદ્ધિનો વિકાસ સહેજે સધાય ને નિત્ય તેની કસોટી થાય.

એવું શિક્ષણ પામેલા વિદ્યાર્થી જીવનકલહમાં બેકાર કે કિંકર્તવ્યમૂઢ નહિ રહે.

**ઉદ્યોગ આનંદરૂપ:**—અનુભવ છે કે બાળકો ઉદ્યોગને બોજારૂપ નથી ગણતાં પણ આનંદરૂપ માને છે.

**કયા ઉદ્યોગો ?:**—(૬૪) રૂ, ઉન, અને રેશમની બધી ક્રિયાઓ —વીણવું, સાફ કરવું, (કપાસને) લોઢવો, પીંજવું, કાંતવું, રંગવું, કાંજી પાવી, તાણી કરવી, ભરત, શીવણ, કાગળની બનાવટ, ચોપડીઓ બાંધવી, સુતારી, રમકડાંની બનાવટ, ગોળની બનાવટ, વગેરે અવશ્ય એવા ઉદ્યોગ છે, જે ઝાઝી મૂડીના રોકાણ વિના સહેલાઈથી શીખીને ચલાવી શકાય.

**રાષ્ટ્રીય શાળામાં રેંટિયો:**—(૬૫) સ્વરાજ મેળવવાનું સબળ સાધન રેંટિયો હોવાથી જે રાષ્ટ્રીય વિદ્યાલયમાં રેંટિયાને માનનું સ્થાન ન હોય, તેને હું રાષ્ટ્રીય ન જ ગણું.

**રેંટિયો અને રાષ્ટ્ર:**—(૬૬) રેંટિયો તો એવી વસ્તુ છે કે જેની આવશ્યકતા તર્કથી સિદ્ધ થઈ શકે છે. મારા અભિપ્રાય પ્રમાણે હિન્દના આખા આમવર્ગના કલ્યાણનો નિકટ સંબંધ રેંટિયા સાથે બંધાયેલો છે. એટલે વિદ્યાર્થીઓએ આમવર્ગના ઊંડા દારિદ્રય વિષે કાંઇક જાણી લેવું જોઈએ; કેટલાંક જમીનદોસ્ત થઈ જતાં ગામડાંઓમાં લઈ જઇને ત્યાંની ગરીબીનો ખ્યાલ તેમને કરાવવો જોઇએ. તેમને હિન્દુસ્તાનની વસ્તી વિષે માહિતી હોવી જોઇએ. આ દ્વિપકલ્પ કેવડો મોટો છે તેનું પણ તેમને જ્ઞાન થવું જોઇએ, અને કરોડો ગરીબો પોતાની આના બે આનાની રોજીમાં કયો ધંધો કરીને વધારો કરી શકે તે પણ જાણવું જોઇએ. દેશના ગરીબ અને દલિત વર્ગની સાથે એક થતાં તેમણે શીખવું જોઇએ. ગરીબમાં ગરીબને જે વસ્તુ ન મળી શકે તે વસ્તુનો ત્યાગ કરવાનું તેમને શિખવવું જોઇએ. ત્યારે તેમને કાંતવાની કિંમત સમજાશે.

**કાંતવું શા માટે જોઈએ?:**—(૬૭) તમારે કાંતવાનાં બીજાં ઘણાં કારણો છે. તેમાંના કેટલાંક અહીં લખું છું.

(૧) તમે કાંતશો તો જ બીજા પાસે કંતાવી શકશો.

(૨) કાંતવાની કળા શીખો તો ભવિષ્યમાં અથવા તુર્તમાં, જ્યારે ઇચ્છા રાખો ત્યારે ખાદીપ્રચારના કાર્યમાં સેવા કરી શકશો.

(૩) તમે કાંતો તો સુતરની જાત સુધરે. પૈસાને સારુ કાંતનારને અધીરાઈ હશે, તેથી તેઓ તો જે આંક કાંતતા હશે તે જ કાંત્યા કરશે. આંકનો સુધારો કરવાનું કામ શોધકનું અને શોખીનનું છે.

(૪) તમે કાંતો તો તમારી બુદ્ધિનો ઉપયોગ રેંટિયામાં સુધારાવધારા કરવાને સારુ થઈ શકે.

(૫) હિન્દુસ્તાનની પ્રાચીન કળાનો લોપ થતો જાય છે. તે કળાનો પુનરુદ્ધાર કાંતવાની કળા ઉપર બહુ અંશે નિર્ભય છે. કાંતવામાં કેટલી કળા રહેલી છે તે તો યજ્ઞાર્થે કાંતનાર જાણી શકે.

(૬) જે ઉત્તમમાં ઉત્તમ કર્મ છે, જે કર્મની સાથે જ પ્રજાપતિએ પ્રાણીમાત્રને ઉત્પન્ન કર્યાં છે, તે કર્મને શિષ્ટાચાર તરીકે આપણે ઓળખાવવા માગીએ છીએ. જેને બીજો કાંઈ જ ધંધો નથી મળતો એ જ પેટને સારુ કાંતે છે. એવી ખોટી હવા ન ચાલે તેને સારુ પણ તમારે કાંતવું આવશ્યક છે. તમે રાજા હો કે રંક હો તો પણ યજ્ઞાર્થે કાંતવું આવશ્યક છે.

**બાળકો પણ કાંતે કારણ કે:**—(૧) બચપણથી તમે ગરીબોને અર્થે મજૂરી કરો એ કેટલું બધું સરસ ગણાય ? કેમકે બચપણથી જ તમારી પરોપકારબુદ્ધિને કાંતવાની ક્રિયા પોષશે.

(૨) તમે હમેશાં નિયમિત વખતે કાંતવાનું રાખો તેથી તમારા જીવનમાં નિયમિત કામ કરવાની ટેવ આવશે.

(૩) તમારી સુઘડતા વધશે કેમકે સુઘડતા વિના સુતર કંતાય જ નહિ. તમારી પૂણી સ્વચ્છ હોવી જોઇએ; તમારા હાથ સ્વચ્છ, પસીનારહિત હોવા જોઇએ; આસપાસ ધૂળ ઇત્યાદિ ન હોવાં જોઇએ; કાંત્યા પછી તમારે સુતરને સુઘડતાથી ફાળકી ઉપર ચઢાવવું જોઇએ; તેને ફૂંકારવું જોઇએ અને છેવટે તેની સુંદર આંટી બનાવવી જોઇએ.

(૪) તમને યંત્ર સમારવાનું સામાન્ય જ્ઞાન મળશે. આ જ્ઞાન હિન્દુસ્તાનનાં બાળકોને સામાન્ય રીતે આપવામાં આવતું નથી. તમે આળસુ રહી તમારે ત્યાં નોકર હોય તો તેની પાસે અથવા

તમારા વડીલોની પાસે રેંટિયો સાફ કરાવશો તો તમને એ જ્ઞાન નહિ મળે...જેઓ પ્રેમપૂર્વક કાંતે તેઓ પોતાના યંત્રનાં દરેક ભાગની ઉપર પૂરો કાબૂ મેળવી લેશે.

**ખાદી-વિજ્ઞાન અને કાવ્ય:**—( ૬૮ ) જે માણસને ખાદીની શક્તિ વિષે વિશ્વાસ હશે તે ખાદીને લગતી સર્વ ક્રિયાઓ આસ્થાપૂર્વક, જ્ઞાનપૂર્વક, પદ્ધતિસર અને વૈજ્ઞાનિક વૃત્તિથી કરશે.

મેં ઘણી વાર કહ્યું છે કે, ખાદી આર્થિક દૃષ્ટિએ સાબૂત છે. તેની સાથે એક વિજ્ઞાન અને કાવ્ય પણ છે.

**સાચું વિજ્ઞાન કયું ?**—વિજ્ઞાનને વિજ્ઞાન ત્યારે જ કહી શકાય જ્યારે તે શરીર, મન અને આત્માની ભૂખ તૃપ્ત કરવાને પૂરેપૂરો અવકાશ આપતું હોય.

## ૫—ઉદ્યોગ દ્વારા કેળવણી

**કેળવણીનું મધ્યબિન્દુ:**—(૬૯) આખા સમય દરમિયાન કેળવણીનું મધ્યબિન્દુ કોઈ પણ પ્રકારનું શારીરિક અને ઉત્પાદક કામ હોવું જોઈએ, તથા બાળકની પરિસ્થિતિ લક્ષમાં રાખીને પસંદ કરેલા કોઈ પણ મુખ્ય ઉદ્યોગની સાથે બને ત્યાંસુધી અનુસંધાન રહે એવી રીતે બાળકની બધી શક્તિઓનો વિકાસ થવો જોઈએ, અથવા શિક્ષણ અપાવું જોઈએ.

**ઉદ્યોગથી સર્વાંગી વિકાસ:**—(૭૦) **કેળવણીના શુદ્ધ શાસ્ત્રની દૃષ્ટિએ પણ ઉદ્યોગને કેળવણીનું વાહન કરવાથી વિદ્યાર્થીઓનો સર્વાંગી વિકાસ બહુ જ સરળ થાય છે.**

ઉપરાંત આપણી આર્યસંસ્કૃતિને આ જ પદ્ધતિ અનુરૂપ થાય તેમ છે.

**એવડો લાભ:**—(૭૧) બાળકો અને બાળાઓના સર્વાંગી વિકાસને સારુ સર્વ શિક્ષણ બની શકે ત્યાંલગી કાંઈક લાભદાયક ઉદ્યોગદ્વારા અપાવું જોઈએ. બીજા શબ્દોમાં કહીએ, તો ઉદ્યોગો એવડી ગરજ સારે—એક તો વિદ્યાર્થી પોતાના પરિશ્રમના ફળદ્વારા પોતાના શિક્ષણનું ખર્ચ આપી શકે અને બીજું સાથે સાથે નિશાળમાં શીખેલા ઉદ્યોગથી તેનામાં રહેલા પુરુષત્વ કે સ્ત્રીત્વનો સર્વાંગી વિકાસ થાય.

માણસ વિચારપૂર્વક ઉદ્યોગ કરે એ જ મોટું શિક્ષણ છે.

**યંત્રવત કારીગરો નહિ:**—કેળવણીની આ નવી યોજનાનો મુખ્ય ઉદ્દેશ યંત્રવત કોઈ ઉદ્યોગ કરી શકે એવા કારીગરો પેદા કરવાનો નથી, પણ ઉદ્યોગની ક્રિયાઓમાં કેળવણી મળવાનો જે અવકાશ રહેલો છે તેનો લાભ ઉઠાવવાનો છે.

**જીવન સાથે અનુસંધાન:**—(૭૨) બાળકના જીવન સાથે જેનું અનુસંધાન હોય તેવું પ્રયોગાત્મક અને ઉદ્યોગમય શિક્ષણ એ ઉદ્યોગદ્વારા શિક્ષણનો અર્થ છે.

**વ્યાપક અર્થ:**—(૭૩) અહીં ઉદ્યોગનો અર્થ કંઈક વ્યાપક કરવાની જરૂર છે. વિદ્યાર્થી પોતાને હાથે ધોઈને પોતાનાં કપડાં સાફ રાખે, ઘરમાં તથા શાળામાં કે ગામમાં ઝાડૂ વગેરે કાઢી તેની સફાઈ રાખે, ઘરમાં કે શાળાના આંગણામાં નાનો બગીચો બનાવી તેને આકર્ષક અને આનંદદાયક બનાવે, શાળાના મકાનમાં સમારકામ કરે, તેને લીંપીગૂંપી તથા ધોળીને સુઘડ રાખે, એવું બધું કામ પણ ઉદ્યોગમાં જ ગણવું જોઈએ. એટલે ઉદ્યોગદ્વારા શિક્ષણને બદલે જાત મહેનતદ્વારા શિક્ષણ એ શબ્દપ્રયોગ વધારે યોગ્ય થાય એમ મને લાગે છે. પછી એ જાતમહેનત જેનો રૂપિયા, આના, પાઈમાં હિસાબ ગણી શકાય એવા ઉદ્યોગના રૂપની હોય, તેમ સફાઈ, ધોલાઈ, સારવાર, એવા અર્થોત્પાદક ન ગણાતાં છતાં પોતાની તેમ જ સમાજની

સુખ–સગવડ અને આનંદમાં વધારો કરે એવા ઉદ્યોગના રૂપની હોય. આ પ્રકારની જાતમહેનતથી કરકસર તો સદાય જ છે અને એ રીતે તેની આર્થિક કિંમત હોઈ તે ઉત્પાદક પણ છે જ.

**જીવનાધાર ઉદ્યોગો:**—(૭૪) ઉદ્યોગમાં ગ્રામઉદ્યોગને જ પસંદ કરવાના છે.

ખેડૂત, વણકર, સુથાર, લુહાર, કુંભાર, ચમાર, મોચી, રબારી વગેરેને પોતાના ધંધા કરતાં બહુ કંગાળ દશા ભોગવવી પડતી હોવા છતાં એ ધંધા જો બંધ પડી જાય તો માનવસમાજ ટકી ન શકે, એ વસ્તુ નિર્વિવાદ છે. આવા જીવનદ્વારા ઉદ્યોગો અથવા પ્રવૃત્તિઓ દ્વારા આ કેળવણી આપણે ચલાવવી છે એ સ્પષ્ટ સમજી લેવાની જરૂર છે.

**ઉદ્યોગ દ્વારા શિક્ષણ કેવી રીતે?:**—(૭૫) ગણિત, ભૂગોળ, ઇતિહાસ એ વધુ ઉદ્યોગદ્વારા શી રીતે શિખવાય એ પ્રશ્ન પૂછવામાં આવે છે. આપણે ખાદીઉદ્યોગનો દાખલો લઈએ તો પૂણીઓ ગણવી, કાંતેલા તાર ગણવા. સુતરનો આંક તથા કસ કાઢવો અમુક રૂમાંથી અમુક પૂણીઓ થઇ, તેમાંથી અમુક સુતર થયું, તેની અમુક ખાદી થઈ, તેના હિસાબો, ખાદીવેચાણના હિસાબો, ખાદીભંડારની વ્યવસ્થા, તેને લગતું નામું એ બધા ખાદીગણિતમાં અંકગણિતની ઘણીખરી રીતો આવી જાય. તે જ પ્રમાણે રૂ ક્યાં ક્યાં ઊગે છે, કાપડ ક્યાં ક્યાં વણાય છે, દેશમાં કાંતવાનાં મથકો ક્યાં ક્યાં છે, કયા વર્ગના લોકો કાંતે છે, આપણા દેશના કાપડના ઉદ્યોગની પહેલાંની સ્થિતિ, એ ઉદ્યોગ કેવી રીતે પડી ભાંગ્યો, પરદેશી કાપડની હરીફાઈની અસર આપણા કાપડઉદ્યોગ ઉપર તેમ જ બીજા ગ્રામ ઉદ્યોગ ઉપર કેવી થઈ અને તેને લીધે આપણી આખી અર્થવ્યવસ્થા કેવી બદલાઇ ગઈ વગેરેની વાત કરતાં ભૂગોળ, ઈતિહાસ અને અર્થશાસ્ત્રના ક્ષેત્રમાં ઠીકઠીક પ્રવેશ કરી શકાય. આમ રસાયણશાસ્ત્ર અને ભૌતિકશાસ્ત્રનો પણ કાંઈ કાંઇ સંબંધ ખાદીઉદ્યોગ સાથે આવે.

ચરખો, પીંજણ તથા શાળની રચનાનો વિચાર કરતાં યંત્રશાસ્ત્રના વિષયમાં પણ ઊતરી શકાય. આ બધું શિખવવા વર્ગમાં મોટાં મોટાં વ્યાખ્યાનો આપવાની જરૂર નથી, પણ બાળક સમજપૂર્વક ઉદ્યોગ કરતું હશે એટલે તેના મનમાં આમાંની ઘણી વસ્તુઓ તો આપોઆપ ઠસી જશે. બાળકોને પોતાનાં શરીર તથા કપડાં જાતે સાફ રાખવાનું શિખવવામાં આવે, પોતાના વર્ગની, શાળાની અને ગામની સફાઈમાં તેઓ ભાગ લેતાં હોય એટલે તે દ્વારા સ્વચ્છતાના નિયમોનું તેમને બરાબર જ્ઞાન આપી શકાય. એટલું જ નહિ પણ તેમની પોતાની સ્વચ્છતાની ટેવો દૃઢ પણ કરી શકાય.

**કેમ ભણાવવું ?**:—આ પદ્ધતિમાં પુસ્તક મારફત શિખવવાને બદલે નિરીક્ષણ પ્રયોગ અને જાતમહેનતદ્વારા બાળકને ભણાવવાનું છે.

**ઉદ્યોગ સાથે કુદરત પણ:**—ઉદ્યોગની સાથે બાળકની આસપાસની કુદરતના નિરીક્ષણની પણ મદદ શિક્ષણમાં લેવાની છે.

**પરિણામ:**—આવી રીતે કેળવણીના પાયામાં જ વ્યવસ્થિત જાતમહેનત અથવા ઉદ્યોગની તાલીમ બાળકોને મળી હશે તેનું એ પરિણામ જરૂર આવશે કે બાળકને જે ધંધો કરવો હશે તે ધંધાની આવડત તે વધારે સહેલાઈથી અને પ્રમાણમાં થોડા વખતમાં મેળવી લઈ શકશે.

**જબરી ક્રાન્તિ:**—(૭૬) આ યોજના કેળવણીમાં એક જબરી ક્રાન્તિ કરનારી છે.

બીજાની ખાંધ ઉપર ચઢી બેસવાની કળા સાંગોપાંગ શિખવી એ આજે કેળવણીનું મુખ્ય કામ થઈ પડ્યું છે. જ્યારે આ કેળવણી તો શી રીતે બીજાની ખાંધ ઉપરથી ઊતરવું એ શિખવનારી છે.

**ઉદ્દેશ:**—(૭૭) આ યોજનાનો ઉદ્દેશ એવા શ્રમજીવીઓ પેદા કરવાનો છે કે, જેઓ સર્વ પ્રકારના ઉપયોગી કામને ભંગીકામ શુદ્ધાંના શારીરિક શ્રમ સાથે–માનભર્યું માનશે, અને જેઓ પોતાના પગ ઉપર ઉભા રહેવા સમર્થ અને રાજી બંને હશે.

**ઉદ્યોગો ઉપયોગી જ હોય:**—આમાં પોતાને અથવા તો સમાજને ઉપયોગી થઈ પડે તેવા ઉદ્યોગ ઉપર ભાર મૂકયો છે. કેળવણીની દૃષ્ટિએ જેની કશી કિંમત ન હોય અને જેમાં સમય, શક્તિ તથા દ્રવ્યનો કેવળ બગાડ હોય એવી નકામી શણગારની કે શોખની વસ્તુઓ બનાવીને શાળાના પ્રદર્શનમાં મૂકી રાખવાનો અહીં ખ્યાલ નથી. પણ નાની કે મોટી જે કોઈ વસ્તુ બાળક બનાવે તે કાં તો તેના પોતાના, શાળાના અથવા બીજા કોઈના ઉપયોગમાં આવે એવી હોવી જોઇએ.

(૭૮) કોઈ પણ ઉદ્યોગ સારી રીતે તો જ ચાલ્યો ગણાય જો તેમાં બગાડ ન થાય અને પરિણામે ઉપયોગી વસ્તુ ઉત્પન્ન થાય અને આવી ઉપયોગી રીતે ઉદ્યોગ ચાલે તેની જ કેળવણીની દૃષ્ટિએ કિંમત છે, અને તેમાંથી જ બાળકને સારી કેળવણી મળી શકે.

**વિવિધતા:**—વિદ્યાર્થીઓની અભિરુચિ જુદી જુદી હોય એ ધ્યાનમાં રાખીને ઓછામાં ઓછાં નિશાળનાં અભ્યાસક્રમનાં છેલ્લાં બે વરસ દરમ્યાન ઉદ્યોગોની વિવિધતા હોવી જોઇએ.

## ૬—કેળવણીમાં સંગીત

**પ્રાથમિક કેળવણીમાં સંગીત:**—(૭૯) પંડિતજીનો અનુભવ પર રચાયેલો અભિપ્રાય એવો છે કે, **પ્રાથમિક કેળવણીના અભ્યાસમાં સંગીતને સ્થાન હોવું જ જોઇએ.** એ સૂચનાને હું હૃદયપૂર્વક ટેકો આપું છું.

**સંગીતની અસર:**—(૮૦) સંગીતથી મને શાંતિ મળી છે. એવા પ્રસંગોનું સ્મરણ છે કે, જ્યારે હું કંઈ કારણથી ઉદ્વેગ પામ્યો હોઉં ત્યારે સંગીત સાંભળતાં મન શાંત થયું છે. સંગીતથી ક્રોધ શમે છે, એવો પણ અનુભવ થયો.

**જીવનમાં સંગીતઃ**—( ૮૧ ) સંગીત જાણવું એટલે આપણું આખું જીવન સંગીતમય કરી મૂકવું. આપણું જીવન સૂરીલું નથી તેથી જ આપણી દશા દયામણી છે. જ્યાં પ્રજાનો એક સૂર ન નીકળતો હોય ત્યાં સ્વરાજ ક્યાંથી હોય ?

જ્યાં એક સૂર ન નીકળતો હોય, જ્યાં બધા પોતપોતાના સૂર જુદા જુદા કાઢતા હોય, અથવા બધા તાર તૂટેલા હોય ત્યાં અરાજકતા કે કુરાજ્ય હોય. આપણામાં સંગીત નથી એટલે સ્વરાજ્યના સાધનો પ્રિય નથી લાગતાં અને એ અર્થમાં પ્લેટોનું વચન સાચું છે કે, 'સંગીતની દશા જોઈને તમે સમાજની રાજકીય સ્થિતિની દશા કહી શકો.' જો આપણામાં સંગીત દાખલ થાય તો સ્વરાજ દાખલ થાય. જ્યારે કરોડો માણસો એક સાથે ભજન ગાતાં થાય, એક સૂરે કીર્તન કરે, જ્યારે એક પણ બસૂરો અવાજ ન નીકળે ત્યારે આપણા સામાજિક જીવનમાં સંગીત ઊતર્યું કહેવાય. એટલી સાદી વાત પણ આપણે ન કરી શકીએ તો સ્વરાજ કેમ મેળવીએ ?

**પ્રજાજાગૃતિ માટે સંગીતઃ**—( ૮૨ ) **પ્રજાજાગૃતિ માટે સંગીતને સ્થાન હોવું જોઈએ.**

## ૭—કેળવણીનું વાહન

( ૮૩ ) કોઈ પણ પ્રજાના યુવકવર્ગમાં પ્રજાત્વ કાયમ રાખવું હોય તો તેમને ઊતરતી કે ચડતી બધી કેળવણી તેમની ભાષા દ્વારા જ મળવી જોઈએ.

**આત્માનો હ્રાસઃ**—( ૮૪ ) પરભાષાના વાહને પ્રજાની શક્તિ હણી લીધી છે. વિદ્યાર્થીઓનાં જીવન ટૂંકાં કર્યાં છે. તેમને આમવર્ગથી અલગ કર્યાં છે અને કેળવણીને નાહક ખર્ચાળ કરી મૂકી છે.

જો આ પ્રથા હજી ચાલુ રહેશે તો તેથી પ્રજાના આત્માનો હ્રાસ થવાની વકી છે.

**ઘોર પાપઃ**—(૮૫) **આપણે માતૃભાષાનો અનાદર કર્યો છે. આ પાપનું કઠણ ફળ આપણે અવશ્ય ભોગવવું પડશે.**

**માતાનો અનાદરઃ**—માતૃભાષાનો અનાદર માતાના અનાદર સમાન છે.

**હમેશ માટે ગુલામઃ**—આપણો આ સિદ્ધાંત હોય કે અંગ્રેજી-દ્વારા જ આપણા ઊંચા વિચારો દર્શાવી શકાય અને ખિલવી શકાય, તો આપણે હમેશ માટે ગુલામ બની રહેવાના, એમાં જરા પણ શંકા નથી.

**ભૂંડો વહેમઃ**—(૮૬) અમુક ભાષા તો ખીલી શકે જ નહિ અથવા અમુક ભાષામાં ચટપટા અથવા વિવિધ વિજ્ઞાનના વિચારો દર્શાવી શકાય જ નહિ; એમ માનવા કરતાં વધારે ભૂંડો વહેમ મેં જાણ્યો નથી.

## ૮—પાંઠ્ય પુસ્તકો

**પ્રાથમિક કેળવણી પુસ્તક વિનાઃ**—હું બાળકો પાસે પાઠ્ય પુસ્તકો મૂકવા ઇચ્છતો નથી.

ઘણાં વર્ષોના મનન પછી ને કંઈક પ્રયોગો કર્યા પછી એ નિર્ણય ઉપર આવ્યો છું કે, પ્રાથમિક કેળવણી ઓછામાં ઓછા એક વર્ષ લગી પુસ્તક વિના જ અપાવી જોઈએ, ને ત્યાર બાદ પણ વિદ્યાર્થી-ઓમાં પુસ્તકોનો ઓછામાં ઓછો ઉપયોગ થવો જોઈએ.

**શિક્ષકો માટેઃ**—(૮૭) બાળક અક્ષરજ્ઞાન પામે તેના પહેલાં એને પ્રાથમિક કેળવણી મળવી જોઇએ. આમ કરવાથી આ ગરીબ મુલકમાં અનેક વાંચનમાળા અને બાળપોથીઓના ખર્ચમાંથી અને ઘણા અનર્થોમાંથી બચી જવાય. બાળપોથી હોવી જ જોઇએ તો તે શિક્ષકોને સારુ જ હોય, મારી વ્યાખ્યાનાં બાળકોને સારું કદી

નહિ. જો આપણે ચાલુ પ્રવાહમાં ન તણાઈ રહ્યા હોઇએ તો આ વાત દીવા જેવી સ્પષ્ટ લાગવી જોઈએ.

**મોઢેથી કેળવણી:**—(૮૮) શિક્ષક મોઢેથી જ કેળવણી આપે. પુસ્તકો અને પાઠ્ય પુસ્તકોદ્વારા ન આપી શકાય.

**વાંચે, વિચારે અને અમલ કરે:**—(૮૯) તેઓ ઓછામાં ઓછાં પુસ્તકો વાંચે, પણ જે વાંચે તે વિચારે ને વિચારતાં જે વસ્તુ સ્વીકારવા જેવી લાગે તેનો તેઓ અમલ કરતા થાય.

## ૯—શિક્ષકો કેવા?

**શિક્ષિકા તે માતા છે:**—(૯૦) શિક્ષિકા તે માતા છે.—જે માતાનું સ્થાન ન લઈ શકે તે શિક્ષિકા થાય જ નહિ. બાળક કેળવણી લે છે એવું બાળકને લાગવું ન જોઇએ. જે બાળકની પાછળ માતાની આંખ ફર્યા જ કરે છે તે બાળક ચોવીસે કલાક કેળવણી જ લઈ રહેલ છે.

**ચારિત્ર્યવાન:**—(૯૧) પ્રાથમિક શાળાના શિક્ષકો છેક પહેલા ધોરણથી અવશ્યમેવ ચારિત્ર્યવાન હોવા જોઇએ.

(૯૨) લોકશિક્ષક ચારિત્ર્યહીન હોય તો મીઠાશ વિનાના મીઠા જેવો ફિક્કો હશે.

**ચારિત્ર્ય લો તો સ્વરાજ લો:—લોકશિક્ષક છાતી ઠોકીને કહેશે: ચારિત્ર્ય લો તો સ્વરાજ લો.**

**શાળા, સમાજ-સંબંધની સમજ:**—(૯૩) એમની (શિક્ષકોની) આસપાસ જે માનવસમાજ વસતો હોય તેમનાં જીવનમાં અને પ્રવૃત્તિઓમાં તેમણે બુદ્ધિપૂર્વક રસ લેવો જોઈએ અને શાળા તથા સમાજ વચ્ચેના ગાઢ સંબંધની તેમને પૂરેપૂરી સમજ હોવી જોઈએ.

**શિક્ષકો શું કરે?:**—શિક્ષકોએ પોતે સવારના પહોરમાં બહાર નીકળી જવું જોઈએ અને બાળકોને આંગળી ઝાલીને લઈ આવવાં જોઈએ.

(૯૪) દરેક શિક્ષક કાંતતાં, પીંજતાં, લોઢતાં, કપાસ ઓળખતાં ન જાણતો હોય તો જાણી લે...જેમ આપણને દરેકને ખાવાની શક્તિ છે અને કપડાં પહેરતાં આવડે છે, તેમ કાંતતાં વગેરે પણ આવડવું જ જોઈએ; એમ હોય તો જ બાળકને પદાર્થપાઠ આપી શકાય.

## ૧૦—શિક્ષણ અને કુટુંબનો સંબંધ

**પરસ્પર અનુસંધાન:**—(૯૫) શિક્ષણ અને ગૃહસંસાર વચ્ચે પરસ્પર એકતા કિંવા અનુસંધાન હોય.

(૯૬) **આધુનિક શિક્ષણમાં આપણી કૌટુંબિક વ્યવસ્થા ઉપર ધ્યાન દેવામાં આવ્યું નથી,** એમ મને હમેશાં લાગ્યા કર્યું છે, તેથી રચના કરવામાં આપણી હાજતોનો વિચાર કરવામાં નથી આવ્યો એ સ્વાભાવિક છે.

**ઘેર નથી પહોંચતું:**—(૯૭) નિશાળોમાં લીધેલું ઘેર જઈ શકતું નથી, કેમકે આપણે અંગ્રેજી મારફતે શીખેલું આપણા કુટુંબીઓને કહી શકતા નથી.

**ખરી કેળવણી ઘરમાં જ:**—બારાક્ષરીનું જ્ઞાન લેતાં, એકડા ને કક્કા ઘૂંટતા, બાળકની બીજી ઇન્દ્રિયો રૂંધાય છે, અને તેની બુદ્ધિ ખીલવાને બદલે તેનો વિકાસ અટકે છે. બાળક જન્મતાં જ જ્ઞાન લેવા માંડે છે. પણ તે મુખ્યત્વે આંખથી અને કાનથી બોલતું થાય છે કે તરત ભાષાજ્ઞાન લેતું થાય છે. તેથી જ જેવાં માબાપ તેવું બાળક થાય છે. જો માબાપ સંસ્કારી હોય તો બાળક શુદ્ધ ઉચ્ચાર કરે છે, ને ઘરમાં ચાલતાં શુદ્ધ આચારનું અનુકરણ કરે છે.

આ જ તેની ખરી કેળવણી છે. અને જો આપણી સભ્યતા છિન્નભિન્ન ન થઈ ગઈ હોત તો બાળકો સારામાં સારી કેળવણી તો પોતાના ઘરમાં જ પામતાં હોત.

(૯૮) મારો એ સંપૂર્ણ વિશ્વાસ છે કે, જન્મથી બાળક ખરાબ નથી હોતું. બાળક જન્મે તે પહેલાં અને પછીથી પણ માબાપો તેના વિકાસકાળમાં સારી રીતે વર્તશે તો સ્વભાવથી જ બાળક પણ સત્ય અને અહિંસાનાં ધર્મનું પાલન કરશે, એ જાણીતી વાત છે.

**માબાપની ફરજ:**—(૯૯) માબાપો જે પોતાના છોકરાંઓને શાળાઓમાં કે આશ્રમોમાં મોકલે છે, તેઓએ કેટલીક ફરજ બજાવવાની હોય છે. તે ન બજાવે તો છોકરાંઓને, તે તે સંસ્થાઓને, અને માબાપોને પોતાને નુકશાન થાય છે. જે સંસ્થામાં છોકરાંઓને મોકલવાં તેના નિયમો જાણી લેવા જોઈએ. છોકરાંની ટેવો અને હાજતો જાણવી જોઇએ, અને કરેલા નિશ્ચયનું પાલન કરવું જોઈએ. છોકરાંનો આશ્રમમાં રહેવાનો કાળ હોય ત્યારે તેમને પોતાના સ્વાર્થને અંગે ન ઉઠાડાય. ચાકરીને સારુ ન ઉઠાડાય. પછી વિવાહમાં જવા સારુ તો કેમ જ ઉઠાડાય? એવા પ્રસંગોમાં છોકરાંઓને બોલાવાય પણ કેમ? જેમ માબાપો પોતાનાં બધાં વ્યવહારકાર્યોમાં છોકરાંઓને નથી ખેંચતા, તેમ જ વિવાહ ઇ. કાર્યોમાં પણ તેમને ન ખેંચે.

**બાળકોનો શિક્ષણકાળ એવો હોય છે કે, તે દરમ્યાન છોકરાંઓનું ધ્યાન તેમાંથી બીજા કોઈ વિષય ઉપર ખેંચવું ન જોઈએ:**—વળી શિક્ષણકાળમાં બાળકો બ્રહ્મચારી રહેવાં જોઇએ. જો તેઓને વિવાહ વગેરે જોવાની વ્યાધિમાં નાખવામાં આવે તો વિઘ્ન આવવાનો સંભવ છે. તેથી બાળકોને તેવાં કાર્યોમાંથી ઇરાદાપૂર્વક અલગ રાખવાની આવશ્યકતા છે. વળી વિવાહ એ જ આ

સમયે વિપરીત વાત લાગે છે ત્યાં, જે બાળક પોતે તેનાથી દૂર રહેવા માગે, તેને પણ તેમાં લલચાવવું એ તો તેની ઉપર અત્યાચાર જ કરવા જેવું છે. આ કાળમાં જ્યારે મન નબળાં પડી ગયાં છે, લાલચોની સામે થવાની શક્તિ ક્ષીણ થઈ ગઈ છે, તેમાં કોઇએ પણ નિયમ પાળવાનો ઈરાદો કર્યો, કંઇક પણ ત્યાગ કરવા ઇચ્છ્યું, તો તે વૃત્તિને પોષવાની જરૂર છે. તેમ કરવાને બદલે જો નિયમોને આપણે જ તોડાવ કરીએ તો આપણે નબળાઈને પોષીએ; જે વિવાહપ્રસંગને વિષે કહ્યું છે એ અનેક દાખલાઓમાં લાગુ પડે છે. વિચારપૂર્વક પોતાનાં બાળકોને ઉછેરનાર માબાપ એવા અનેક પ્રસંગો શોધી શકશે કે જ્યારે બાળકોને તેઓએ આગળ વધારવાને બદલે પાછળ પાડ્યાં છે.

## ૧૧—છાત્રાલય

**આદર્શ છાત્રાલય:**—(૧૦૦) છાત્રાલયના છાત્રપતિ ચારિત્ર્યવાન હોવા જોઇએ.

છાત્રાલય વીશીનું રૂપ કદી ન પકડે, એટલે કે છાત્રો માત્ર ખાવા-પીવા પૂરતાં જ સાથે રહે છે એમ ન ગણાવું જોઈએ.

છાત્રોની વચ્ચે કુટુમ્બભાવના ફેલાવી જોઇએ.

છાત્રપતિ પિતાને સ્થાને હોવો જોઈએ તેથી તે છાત્રોના જીવનમાં ઓતપ્રોત રહે, ને પોતાનું ખાવાપીવાનું છાત્રોની સાથે જ રાખે.

આદર્શ છાત્રાલય શાળાના કરતાં વિશેષ હોય. ખરી શાળા તો તે જ હોય. નિશાળમાં કે કૉલેજમાં તો વિદ્યાર્થીઓ અક્ષરજ્ઞાન જ મેળવે. છાત્રાલયોમાં વિદ્યાર્થી બધું જ્ઞાન મેળવે. આદર્શ છાત્રાલયનો સંબંધ નોખી શાળાની સાથે ન હોય, ને બને ત્યાંલગી બધા વિદ્યાર્થીઓ ને શિક્ષકો સાથે જ રહેતા હોય એટલે જે સ્થિતિ આજે સ્વાભાવિક કુટુંબોમાં નથી હોતી તે સ્થિતિ છાત્રાલયો મારફતે નવાંને

વિશાળ કુટુંબો પેદા કરીને કરવી રહી. આ દૃષ્ટિએ છાત્રાલય ગુરુકુળનું રૂપ પકડે.

(૧૦૧) આદર્શ છાત્રાલય એ બ્રહ્મચર્યાશ્રમ હોય. વિદ્યાર્થી આધુનિક શબ્દ છે. વિદ્યાર્થીઓને સારુ સાચો શબ્દ બ્રહ્મચારી છે. વિદ્યાભ્યાસના કાળમાં બ્રહ્મચર્ય આવશ્યક છે. આજની છિન્નભિન્ન સ્થિતિમાં હું એમ ઇચ્છું છું કે જો પરણેલા વિદ્યાર્થીને છાત્રાલયમાં દાખલ કરવામાં આવે તો તેણે પણ બ્રહ્મચર્યનું પાલન વિદ્યાભ્યાસ પૂરો થતાં સુધી કરવું જોઇએ, એટલે તેણે વિદ્યાભ્યાસકાળમાં પત્નીથી સર્વથા અલગ રહેવું જોઈએ.

**ગૃહપતિ કેવો?:**—(૧૦૨) ગૃહપતિ માત્ર હિસાબ રાખનારો ન રહે. પણ વિદ્યાર્થીઓ પાઠશાળામાં જઈને શું શીખે છે એની પણ તપાસ રાખે. વિદ્યાર્થી પ્રત્યે પુત્ર કે શિષ્યભાવ રાખી તેને વિષે કાળજી રાખતો રહે.

(૧૦૩) જેઓ છાત્રાલયોને શુદ્ધ ન રાખી શકે તેઓ રાજીનામું આપી આ કામથી છૂટા થાય. જો છાત્રાલયમાં રહીને વિદ્યાર્થી નમાલા થાય, તેમનામાં દૃઢતાનો નાશ થાય, તેમના વિચારો છિન્નભિન્ન થાય, બુદ્ધિ શુષ્ક થાય, તો એ ગૃહપતિની નાલાયકી સૂચવે છે.

**વિદ્યાર્થીના હૃદયમાં પ્રવેશ કરે:**—(૧૦૪) હું કહું છું તે પરથી જણાશે કે ગૃહપતિ લગભગ સંપૂર્ણ પુરુષ હોવો જોઇએ. વિદ્યાર્થીઓ ઉપર પ્રભાવ પાડી શકે. તેમનાં હૃદયોમાં પ્રવેશ કરી શકે, એવો માણસ હોય તે જ ગૃહપતિ થઈ શકે. એવો ગૃહપતિ ન હોય તો છોકરાઓને ભેગા કરવા એ ભયંકર છે.

**છાત્રાલયનું મહત્ત્વ:—હું પોતે વિદ્યાલય કરતાં છાત્રાલયને વધારે મહત્ત્વ આપું છું.** ઘણી વિદ્યા જે શાળામાં ન મળી શકે તે છાત્રાલયમાં મળી શકે છે.

છાત્રાલયોમાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને જેટલું મનનું બળ આપી શકો તેટલું નકરાં વિદ્યાલયો આપી ન જ શકે.

**છાત્રાલય એ જ વિદ્યાલય:—મારી છેવટની કલ્પના તો એ છે કે, છાત્રાલય એ જ વિદ્યાલય હોય.**

## ૧૨—કામવિજ્ઞાન

(૧૦૫) કામશાસ્ત્ર બે પ્રકારનાં છે. એક તો કામ ઉપર જય મેળવવાનું શાસ્ત્ર. તેને શિક્ષણક્રમમાં સ્થાન હોવું જ જોઇએ. બીજું કામને ઉત્તેજન આપનારું શાસ્ત્ર. આ સર્વથા ત્યાજ્ય છે.

મને લાગે છે કે એ જ્ઞાન અમુક અંશે આવશ્યક છે. આજે ઘણાં બાળક અને બાળાઓ શુદ્ધ જ્ઞાનને અભાવે અશુદ્ધ જ્ઞાન મેળવે છે, ને તે ઇન્દ્રિયોનો દુરુપયોગ સારી પેઠે કરતાં જોવામાં આવે છે.

પણ એ શિક્ષણ જુદી જ દૃષ્ટિએ અપાય છે. એ ઇંદ્રિયોનું જ્ઞાન આપતાં સંયમ શિખવાય છે. કામ ઉપર વિજય કેમ મેળવાય એ શિખવાય છે. એ જ્ઞાન આપતાં જ મનુષ્ય અને પશુ વચ્ચેનો ભેદ શિખવવાનું આવશ્યક બને છે. મનુષ્ય એ કે જેને હૃદય અને બુદ્ધિ છે. એ 'મનુષ્ય' શબ્દનો ધાત્વર્થ છે. **હૃદયને જાગૃત કરવું એટલે આત્માને જાગૃત કરવો. બુદ્ધિને જાગૃત કરવી એટલે સારાસારનો ભેદ શિખવવો. એ શિખવતાં જ કામ ઉપર વિજય કેમ મેળવવો એ શિખવાય છે.**

(૧૦૬) આ વસ્તુ એવી છે કે તેની ચર્ચા માત્ર, ખાસ કરીને બાળકોની સાથે કરી હોય તો તેમને સૂચનરૂપ થઈ પડે છે. તે એમના મનમાં એ વાસનાઓ જાગૃત કરનારું નિમિત્ત થઈ પડે છે. એની ગુહ્યતા કેટલેક અંશે એમાં જ રહેલી છે. 'ચર્ચા' થી કુતૂહલવૃત્તિ એક રીતે શાંત થાય છે તો બીજા રૂપમાં જાગૃત થાય છે.

જે જુવાન શિક્ષકોની દેખરેખ તળે (એ શિક્ષકો જાતે પણ ભયમુક્ત ભાગ્યે જ હોઈ શકે.) કામશાસ્ત્રમાં વિશારદ થયો હોય, ને જેને છોડના ફળવાથી માંડીને એ 'વિષય' આખો કંઠસ્થ જેવો હોય, તે બહુ સારી રીતે જાણીતો હોય છે કે તેણે પોતાના જ્ઞાનને અખતરાની હદે ન પહોંચાડયું હોય ત્યાંલગી એ જ્ઞાન છેક જ અધૂરું છે અને સંભવ એવો છે કે, તે થોડા વખતમાં અખતરો કર્યા વગર નહિ રહે.

(૧૦૭) એટલે હું તો એવા નિર્ણય ઉપર આવું છું, કે "કામવિકારના પ્રશ્નનું નિરાકરણ કરવાનું જેટલે અંશે કેળવણીકારને માથે આવે છે, એટલે અંશે તેનું કર્તવ્ય એ છે કે, જ્ઞાનપ્રાપ્તિ એટલું જ કેળવણીનું ધ્યેય ન રાખતાં એને આગળ વધારીને નવ સર્જનની કુશળતા સુધી લઈ જવું. સાદી ભાષામાં આનો અર્થ એ છે કે, કળાને (અહીં કળાનો અતિ કુશળતાપૂર્વક કરેલું કર્તવ્ય-કર્મ એવો વિશાળ અર્થ કરવો જોઇએ.) શિક્ષણમાં વધારે અગત્યનું અને વધારે કેન્દ્રવર્તી સ્થાન મળવું જોઇએ.' એલ. પી. જેકસ.

(૧૦૮) જેમ ખગોળનું શાસ્ત્ર તેમાં પારંગત થએલ શિખવે, તેમ જ કામ જીતવાનું શાસ્ત્ર જેણે કામ જીત્યો હોય તે જ શિખવે.

## ૧૩—સર્વાંગીણ કેળવણી

માણુસ બાળક રૂપે દુનિયા ઉપર જન્મે છે ત્યારે તે એક બીડેલી કળી જેવો હોય છે. જ્ઞાન કે આવડત તેનામાં કશું હોતું નથી. જો કે જ્ઞાન અને આવડત મેળવી લેવાની શક્તિ ઈશ્વરે તેનામાં મૂકેલી જ હોય છે. જમીનમાં વાવેલા બીજ જેવી એ શક્તિ છે. તેની યોગ્ય બરદાશી કરવામાં આવે તો જરૂર તેમાંથી અંકુર ફૂટે અને તેની પાછળ જેટલી સંભાળ અને મહેનત લેવામાં આવે તેટલા પ્રમાણમાં તે વૃક્ષ થઈ મીઠાં ફળ આપે.

આ દૈવી શક્તિને આધારે જ બાળક આસપાસના વાતાવરણનું અનુકરણ કરી જીવનમાં ખાસ જરૂરી એવી ક્રિયાઓ–ઊઠવું, બેસવું, ચાલવું, ખાવુંપીવું, બોલવું વગેરે–શીખે છે. બાળક અમુક મુદતનું થાય ત્યાંસુધી તો તેની આ ક્રિયા ઈશ્વરે તેનામાં મૂકેલી શક્તિથી એની મેળે જ થાય છે. પરંતુ અમુક ઉંમર થયા પછી દુનિયાનાં બીજાં વિરોધી બળો એ શક્તિની પ્રગતિ રોકે છે, અને માણસને તેનો સામનો કરી પોતાનો વિકાસ સાધવાનો રહે છે. એ વખતે બાળકમાં રહેલી એ ઈશ્વરી શક્તિને કાળજીપૂર્વક ઉત્તેજીત કરવામાં ન આવે તો એ બળો તેના વિકાસને રૂંધી દે છે અને બાળક માણસ બનવાને બદલે મૂઢ રહે છે. બાળકમાં રહેલી આ ઈશ્વરી શક્તિને બહાર આણી, તેને ખિલવવી અને બાળકને સુંદર મનુષ્ય તરીકે જીવતાં શિખવવું એનું નામ કેળવણી.

ધરતી ઉપર સુંદર મનુષ્યોની સંખ્યા વધારવી. આપણા દેશમાં તેઓની જ વસતી કરી મૂકવી અને બીજા દેશોને પણ તેમની ભૂમિમાં તેમ કરવામાં મદદ કરવી એ કેળવણીનું મુખ્ય પ્રયોજન છે.

સુંદર મનુષ્યો એટલે એવા માણસો કે જેના શરીર તેમના મન જેટલાં જ કેળવાયેલાં હોય; એટલે કે જેમની આંખ સૌંદર્યને નીરખી શકે અને તેની કદર કરી શકે તેવી હોય; જેમના કાન સુરેખ સ્વરો સાંભળવાને અને બસૂરા સ્વરો સહન ન કરવાને ટેવાયા હોય; જેમના હાથ સુંદર કારીગરી કરી શકતા હોય, તથા જેઓ સર્વાંગે–એટલે કે મનથી તેમ જ શરીરથી સત્ય, સુંદર અને ઉપયોગી એવું કામ કરવાને ટેવાયા હોય. આપણા દેશમાં આવાં સુંદર મનુષ્યો ઉત્પન કરીએ ત્યારે આપણે આપણા દેશને સુંદર બનાવવા શક્તિશાળી થઈએ.

'સુંદર મનુષ્ય'ના ઉપરના અર્થ ઉપરથી જણાશે કે, બાળકને તેવું સુંદર બનાવવું હોય તો તેની બધી ઇન્દ્રિયો કાળજીપૂર્વક તીવ્ર બનાવવી જોઈએ.

બાળક જ્યારે મન સુદ્ધાં તેની ઇન્દ્રિયો ક્રિયામાં રોકે છે ત્યારે તેની ઇન્દ્રિયો ખીલે છે. તેની બુદ્ધિનો પણ તે જ વખતે વિકાસ થાય છે. બાળકનો આવો સર્વાંગી વિકાસ થાય તેવી કેળવણી એ જ સાચી કેળવણી છે. તે માટે શરીર અને મન બંનેને તદ્દન જુદાં પાડી નાખીને કેળવણી આપવાની રીત છોડવી જોઇએ. બાળકમાં જે બુદ્ધિ-શક્તિ છે તે કુશળતાપૂર્વકની ક્રિયામાં ઊતરે એવો પ્રયાસ કરવો જોઈએ. જ્યારે શરીર અને મન બંનેનું સાથે શિક્ષણ આપવામાં આવે ત્યારે એ શક્ય બને. શરીર અને મનનું સાથે શિક્ષણ; એટલે બંને એક જ વસ્તુ છે, એમ માનવાનું નથી. બાળકને કેળવણી આપતાં બંને ઉપર જુદું જુદું ધ્યાન તો આપવું જ પડશે. પણ એનો અર્થ એ છે કે, શરીરને લગતી કેળવણી અપાય ત્યારે તેમાં શરીરનો સહકાર હોય, અને મનને લગતી કેળવણી અપાય ત્યારે તેમાં મનનો સહકાર હોય. બંને ઉપર પૂરતું અને એક સરખું ધ્યાન અપાવું જોઇએ. મન એક જ કેળવણી આપવા જેવી વસ્તુ છે અને શરીરને તેની સાથે કંઈ લેવાદેવા જ નથી એમ માનવું એ ભ્રમણા છે. મન સાથે શરીર ઉપર પણ પૂરતું ધ્યાન આપવાનું છે. અત્યારની માનસિક કેળવણી મોટે ભાગે નિષ્ફળ નીવડી છે. તેનું કારણ એ છે કે, જે શરીરોમાં તે અપાય છે તે મોટે ભાગે નમાલાં હોય છે. એટલે બાળકનાં શરીર કેળવવા ઉપર પણ આપણે ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, ચોકખો પુષ્ટિકારક ખોરાક અને થોડો શ્રમ પડે તેવું કોઇ કામ અથવા રમત એ બાળકનું શરીર કેળવવા માટે યોગ્ય ઉપચારો છે.

કેળવાયેલું શરીર આરોગ્યવાળું છે, સ્ફૂર્તિવાળું છે, સુંદર સ્નાયુબદ્ધ છે, સભ્ય રીતે ઊઠી–બેસી શકે છે, ટટાર ચાલી શકે છે, સ્વાસ્થ્ય જાળવી શકે છે, તથા તેના દરેક અવયવો સંપૂર્ણ કાબૂમાં છે અને પોતપોતાનું કામ કુશળતાપૂર્વક કરી શકે છે.

ઉપરની દિશામાં બાળકનો વિકાસ થાય તે રીતે તેને કામ કે રમત આપવાં જોઇએ. એ ક્રિયાદ્વારા જ તેનું મન પણ કેળવાશે. ક્રિયા કરતાં કે રમતમાં બાળકની સામે અનેક સારી–નઠારી બાબતો આવશે. તેમાંથી સારી વસ્તુ ગ્રહણ કરતાં અને નઠારી ત્યજી દેતાં શિખવવું એ કેળવણી છે. સારા–નરસાનો વિવેક કરતાં, પોતાની બુદ્ધિ સમતોલ રાખતાં, પ્રેમાળ સ્વભાવ કેળવતાં વગેરે ગુણો પણ બાળક અહીં શીખશે. માણસના આખા જીવન દરમ્યાન આ સારી અને અનિષ્ટ બાબતો સામે આવીને ઊભે જ છે. અને સારી કે નઠારી એમાંથી એક બાબતથી આપણે આપણું જીવન ભર્યાં કરીએ છીએ. જેટલે અંશે જીવનને અનિષ્ટ બાબતોથી ભરીએ તેટલે અંશે જીવન હલકું રહેવાનું. જેટલા પ્રમાણમાં જીવનમાં હિતકર બાબતો ભરીએ તેટલા પ્રમાણમાં આપણે દૃઢ ખડક ઉપર આપણા જીવનનો પાયો નાખીએ છીએ તેમ કહી શકાય.

અનિષ્ટ તત્ત્વો તો વારંવાર સામે આવવાના જ. પરંતુ તેનો સામનો કરવા ઈશ્વરે દરેકને શક્તિ આપેલી છે. એ વિરોધી બળોનો સામનો કરતાં કરતાં જ માણસ ઘડાય છે, કેળવાય છે, અને તેનો વિકાસ થાય છે. બાળકમાં રહેલી એ શક્તિને ક્રિયાદ્વારા જ જાગૃત કરી, ખીલવી, બાળકને જગતનાં વિરોધી બળોનો સામનો કરતાં અને તે દ્વારા જીવનનું સૌંદર્ય પ્રગટાવતાં શિખવવું એ કેળવણીનું કાર્ય છે. આમ કરતાં બાળકમાં હિંમત, તત્પરતા, આત્મવિશ્વાસ અને આત્મસંયમ પણ આવશે. છેલ્લો ગુણ ઘણો અગત્યનો છે. જે પ્રજા સ્વરાજ લેવા મથે છે તેણે આત્મસંયમ તો કેળવવો જ જોઇએ. સ્વરાજનો ખરો અને પહેલો અર્થ આત્મસંયમ છે. પોતાની જાત ઉપર જ જો રાજ્ય કરતાં નહીં આવડતું હોય તો એ પ્રજા સ્વરાજ ક્યાંથી ભોગવી શકે?

આવી સર્વાંગીણ કેળવણી બાળક શાળામાં રહે તેટલાં તેના

જીવનનાં શરૂઆતમાં વર્ષો પૂરતી જ અપાય તો એથી કંઈ અર્થ નહિ સરે. કારણ કે એવો અનુભવ છે કે વિદ્યાર્થીઓને જગતમાં છૂટા મૂકયા પછી જગતની અસર તેના ઉપર એટલી થાય છે કે શાળાની કેળવણીએ જે કાંઈ કર્યું હોય છે તેની અસર ભૂંસાઈ જાય છે. બાળકની કેળવણીનો સાચો ઉપયોગ તો તેના શાળા છોડ્યા પછીના જીવનમાં થવાનો છે. પરંતુ તે વખતે જો કેળવણીની અસર ભૂંસાઇ જાય તો એનો અર્થ એ જ થયો કે બાળકને લાયક બનાવ્યા બાદ બીજે જ અઠવાડિયે નાલાયક બનવા આપણે તેને જગતમાં છૂટું મૂકીએ છીએ. તેથી જ શાળામાં જે કેળવણી અપાય તેની અસર બાળકમાં ઊંડે સુધી ઊતરવી જોઈએ અને તેના જીવન સાથે એકરૂપ થઈ જવી જોઇએ.

(પ્રિ. એલ. પી. જેકસના 'સર્વાંગીણ કેળવણી'માંથી)

# સૂચી

[આ પુસ્તિકામાંના ફકરાઓ ઉપરથી મૂળ પુસ્તકો વાંચવાની કોઈ જીજ્ઞાસુને ઇચ્છા થાય તો તેમ કરવું સરળ થઈ પડે એ દૃષ્ટિએ દરેક ફકરાને નંબર આપી તેની સામે મૂળ પુસ્તકનું પાન નીચે લખવામાં આવ્યું છે.]

## 'ખરી કેળવણી'માંથી

(૩૦) ૧૮૩ (૩૧) ૮ (૩૨) ૧૮૮ (૩૩) ૧૯૫ (૩૪) ૧૯૬ (૩૫) ૩૪૯ (૩૬) ૮૨ (૩૭) ૨૮૮ (૩૮) ૨૮૯–૯૦ (૩૯) ૭૮ (૪૦) ૧૮૧ (૪૧) ૧૮૪ (૪૨) ૨૮૧ (૪૩) ૧૮૬ (૪૪) ૧૯૭ (૪૫) ૨૦૩ (૪૬) ૧૯૦ (૪૭) ૨૦૨ (૪૮) ૩૦૫ (૪૯) ૩૫૭ (૫૦) ૧૮૮ (૫૧) ૧૯૯ (૫૨) ૨૦૭ (૫૩) ૨૦૦ (૫૪) ૧૯૯ (૫૫) ૬૧ (૫૬) ૫૫ (૫૭) ૩૯ (૬૦) ૧૨૫ (૬૧) ૧૨૦ (૬૨) ૩૦૩ (૬૩) ૮૮ (૬૭) ૧૨૯–૧૩૦–૧૩૧–૧૩૨ (૬૮) ૧૩૮–૧૩૯ (૭૯) ૧૭૬ (૮૦) ૧૭૪ (૮૧) ૧૭૧–૧૭૨ (૮૨) ૪૦ (૮૩) ૧૫૨ (૮૪) ૧૫૩ (૮૫) ૨૯૬–૯૭ (૮૭) ૨૨૦ (૯૦) ૨૨૪ (૯૧) ૫૫ (૯૨) ૨૪૮ (૯૩) ૨૨૬ (૯૫) ૫૫ (૯૬) ૩૬ (૯૭–૯૮) ૨૩૧ (૯૯) ૧૦૩–૧૦૪ (૧૦૦) ૨૦૮–૨૦૯ (૧૦૧) ૨૧૦ (૧૦૨) ૨૧૨ (૧૦૩) ૨૧૩ (૧૦૪) ૨૧૨ (૧૦૫) ૧૧૮–૧૧૯ (૧૦૬) ૧૨૧ (૧૦૭) ૧૨૩ (૧૦૮) ૧૨૦

## 'કેળવણીનો કોયડો'માંથી

(૧) ૩૯૮ (૩) ૪૫૮ (૨૪) ૪૭ (૨૫) ૨૧૭ (૨૮) ૧૦૧ (૫૮) ૧૫૨ (૫૯) ૫૬ (૬૪) ૪૫૮ (૬૫) ૫૬ (૬૬) ૧૩૫ (૬૯) ૪૫૯–૬૦ (૭૦) ૪૫૨ (૭૧) ૪૫૮ (૮૬) ૨૧૬ (૮૮) ૧૨૩ (૮૯) ૨૨૫ (૯૪) ૧૩૨

## વર્ધા શિક્ષણ યોજનામાંથી

(૫) ૭ (૭૨) ૮૫ (૭૩) ૮૧ (૭૪) ૮૩ (૭૫) ૮૨–૮૩–૮૪–૮૫ (૭૬) ૮૮ (૭૭) ૮૧ (૭૮) ૮૬

‘સસ્તું સાહિત્ય’ એટલે ‘ઊંચામાં ઊંચું સાહિત્ય’

# ગ્રંથોનું સૂચીપત્ર

**ઉત્તમ ધાર્મિક ગ્રંથો**

| ગ્રંથ | કિંમત |
|---|---|
| સંપૂર્ણ મહાભારત દળદાર ૭ ગ્રંથોમાં | ૪૫–૦ |
| ઉપનિષદો–૧૧૨, બે ગ્રંથમાં | ૪–૦ |
| મહાભારતનું શાંતિપર્વ | ૭–૮ |
| માનસ રામાયણ–બે ગ્રંથમાં | ૭–૦ |
| તુલસીકૃત રામાયણ ... | ૭–૮ |
| વાલ્મીકિ રામાયણ ... | ૬–૮ |
| ગિરધરકૃત રામાયણ ... | ૪–૮ |
| યોગવાસિષ્ઠ મહારામાયણ | ૧૨–૦ |
| દત્ત–પરશુરામ ... ... | ૨–૦ |
| શ્રીમદ્‌ભાગવત–બે ગ્રંથમાં | ૮–૦ |
| ભગવતી (દેવી) ભાગવત | ૬–૦ |
| મનુસ્મૃતિ ... ... ... | ૩–૦ |
| પાતંજલ યોગસૂત્ર ... | ૧–૦ |
| જ્ઞાનયોગ ... ... ... | ૦–૧૨ |
| આખ્યાનમાળા–બે ગ્રંથમાં | ૬–૦ |
| વૈદિક વિનય ... ... | ૩–૧૨ |
| મોક્ષમાળા ... ... | ૧–૪ |
| હું કોણ ?... ... ... | ૨–૦ |
| અષ્ટાવક્રગીતા ... ... | ૦–૮ |
| ઉપદેશસારસંગ્રહ ... | ૧–૮ |
| સુબોધરત્નાકર ... ... | ૧–૮ |
| [illegible] ને ભાતાણની ગૌ | ૧–૦ |
| આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર | ૦–૮ |
| વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા | ૦–૬ |
| વિષ્ણુસહસ્રનામાવલિ દર્શન | ૦–૬ |
| આત્મરામાયણ ... ... | ૦–૧૨ |
| જીવન્મુક્તિવિવેક... ... | ૧–૪ |
| પરમાનંદની પ્રાપ્તિ ... | ૧–૮ |
| વિષ્ણુસહસ્રનામ ... | ૦–૪ |
| શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા | ૪–૦ |
| પ્રભુમય જીવનનું રહસ્ય | ૧–૦ |
| વિદુરનીતિ ... ... | ૦–૧૨ |
| અવધૂતગીતા ... ... | ૧–૦ |
| શ્રીમદ્‌ભગવદ્‌ગીતા–નાલકંઠી | ૧–૧૦ |
| શ્રીભગવદ્‌ગીતા–આ. ૧૮ મી | ૦–૮ |
| શ્રીભગવદ્‌ગીતા–આ. ૨૦ મી | ૦–૪ |
| મૂળ પંચરત્ન સ્થૂલાક્ષર | ૧–૨ |
| મધ્યમાક્ષર (સાદી) ... | ૦–૮ |
| નાના અક્ષર (સાદી) ... | ૦–૫ |
| મૂળ ભગવદ્‌ગીતા (મોટી) | ૦–૧૦ |
| મધ્યમ ... ... ... | ૦–૫ |
| જીવન પગલે (કાવ્યો) | ૦–૧૦ |
| મીરાં અને નરસિંહ ... | ૦–૧૨ |
| આત્મવિલાસ ... ... | ૨–૦ |

## સંતવાણી તથા ઉપદેશો

| | |
|---|---|
| પરમસુખી થવાના ઉપાય | ૨–૦ |
| રામકૃષ્ણકથામૃત ... | ૫–૦ |
| દીવાને સાગર ... ... | ૪–૮ |
| અખાની વાણી ... ... | ૩–૦ |
| પ્રીતમદાસની વાણી ... | ૨–૮ |
| ભજનસાગર ... ... | ૨–૮ |
| ગુજરાતની ગઝલો ... | ૧–૦ |
| **તુકારામણે** ... ... | ૦–૫ |
| દાસબોધ ... ... ... | ૨–૮ |
| સ્વામી રામતીર્થના ઉપદેશો | ૨–૮ |
| ,, ,, સદુપદેશો ઇ૦ | ૨–૮ |
| તુકારામ ગાથા–બે ગ્રંથમાં | ૬–૦ |
| વિવેકાનંદસાર ... ... | ૨–૦ |
| સ્વામી વિવેકાનંદના ઉપદેશો | ૨–૪ |
| ,, ,, ભક્તિયોગ | ૧–૮ |
| ,,પાતંજલયોગ ને જ્ઞાનયોગ | ૨–૦ |
| રાજયોગ–સ્વામી વિવેકાનંદ | ૦–૧૨ |

## સંતપુરુષોનાં ચરિત્રો

| | |
|---|---|
| સાઈબાબા ... ... ... | ૩–૦ |
| બુદ્ધચરિત્ર ને સંતપુરુષો | ૨–૦ |
| રામકૃષ્ણ પરમહંસ–ચરિત્ર | ૨–૮ |
| સ્વામી વિવેકાનંદ ... | ૩–૦ |
| સ્વામી રામતીર્થ–ચરિત્ર | ૩–૦ |
| સંત તુકારામ ... ... | ૨–૮ |
| ચૈતન્ય મહાપ્રભુ–ત્રણ ગ્રંથ | ૬–૮ |
| જ્ઞાનેશ્વર અને એકનાથ | ૨–૮ |
| સ્વામીશ્રી બ્રહ્માનંદ અને શિવાનંદનાં ચરિત્રો | ૧–૬ |
| શ્રીરામચંદ્ર દત્ત ને નાગમહાશયનાં ચરિત્રો | ૧–૦ |
| સરયુદાસજી, ભૂધરભક્ત અને જાનકીદાસજી | ૦–૧૦ |
| ભક્તચરિત્ર ... ... | ૨–૮ |
| આદર્શ ચરિત્રસંગ્રહ–ભા-૨જો | ૨–૮ |
| મુસ્લિમ મહાત્માઓ ... | ૨–૪ |
| નાનક–અન્ય નવ ગુરુઓ ટુંકા પરિચય સાથે | ૦–૬ |
| મહર્ષિ દયાનંદ ... | ૧–૦ |
| મહાવીર-ચરિત્ર ... ... | ૦–૬ |
| શ્રી રમણમહર્ષિ ... | ૧–૦ |
| તૈલંગસ્વામી ... ... | ૦–૪ |

## ઐતિહાસિક ને સાહિત્ય

| | |
|---|---|
| ભારતના વીરપુરુષો ... | ૧–૪ |
| વીર દુર્ગાદાસ ને મારુ સરદારો | ૧–૦ |
| કચ્છની લોકવાર્તા ... | ૨–૦ |
| સાહિત્યપ્રારંભિકા ... | ૧–૦ |
| આત્મનિરીક્ષણ ... | ૧–૦ |

## સ્ત્રીઉપયોગી ગ્રંથો

| | |
|---|---|
| ભારતની દેવીઓ–ત્રણ ગ્રંથમાં | ૯–૦ |
| દયાળુ માતા ને સદ્ગુણી પુત્રી | ૦–૮ |
| સ્વર્ગનું વિમાન... ... | ૨–૦ |
| સ્વર્ગની કુંચી ... ... | ૨–૦ |
| સાચું સ્વર્ગ ... ... | ૨–૦ |
| સ્વર્ગનો ખજાનો... ... | ૨–૦ |
| સ્વર્ગનો પ્રકાશ ... ... | ૨–૦ |
| સ્વર્ગની જિંદગી ... | ૨–૦ |
| સંસારમાં સ્વર્ગ ... | ૨–૦ |
| સ્વર્ગનો આનંદ ... | ૨–૦ |
| સ્વર્ગની સીડી ... | ૨–૦ |
| સ્વર્ગની સડક ... ... | ૨–૦ |

ટૂંકી વાર્તાઓ-ભાગ ૧ લો ૨-૮
,, -ભાગ ૨ જો ૨-૮
,, -ભાગ ૫ મો ૨-૮
,, -ભાગ ૬ ઠ્ઠો ૨-૮

**ઉત્સાહ ને ચેતનાપ્રેરક**

સંસારમાં સુખ ક્યાં છે? ૧-૦
સુબોધપુષ્પવાટિકા ... ૦-૫
સુબોધ કથાસાગર ... ૨-૦
આગળ ધસો ... ... ૨-૮
ભાગ્યના સ્રષ્ટાઓ ... ૨-૮
સુખી જીવનનાં સાધન ૧-૮
આદર્શ દૃષ્ટાંતમાળા-ભાગ ૧,૨ ૪-૦
કતલખાનું અપ્ટન સિંકલર કૃત ૩-૦
શુભસંગ્રહ-ભાગ ૧, ૨, ને ૯ ૫-૪

**વૈદક ને વિજ્ઞાન**

આર્યભિષક્-નવી આવૃત્તિ ... ૬-૦
ઔષધિ કલ્પલતા ... ૦-૧૨
વૈદકસંબંધી વિચારો-ભા. ૧,૨, ૩-૧૨
આયુર્વેદ નિબંધમાળા-ભા. ૧ ૨-૮
,, ,, ભાગ ૨જો ૧-૧૨
આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન ૦-૮
હિંદના આર્થિક વિકાસની યોજના ૦-૮

**બાળોપયોગી**

બિરબલ અને બીજા ... ૧-૮
ભારતીય નીતિકથાઓ... ૦-૮
સુબોધક નીતિકથા ... ૦-૮
સદ્ગુણી બાળકો ... ૦-૪
બાળસદ્બોધ ... ... ૦-૪
બાળકોની વાતો-૨ ... ૦-૮

**ચિત્રો ઈત્યાદિ**

રામકૃષ્ણ ચિત્ર ... ... ૦-૨
ચૈતન્ય મહાપ્રભુ ... ... ૦-૨
જ્ઞાનપટ, સોપાનપટ અને જ્ઞાનબાજી ... ૦-૧

**સર્વોપયોગી સાહિત્ય શ્રેણીનાં પુસ્તકો**

પ્રકાશનાં પગલાં ... ૦-૧૦
રાખની ઢગલી... ... ૦-૧૦
હાસ્યતરંગ ... ... ૦-૧૦
જીવનનીકલા ... ... ૦-૧૦
જગતમાં જાણવા જેવું ૦-૧૦
જીવનપરિવર્તન ... ૦-૧૦

બીજાં સત્વર પ્રસિદ્ધ થશે.

**ત્રણ આના સીરીઝનાં પુસ્તકો**

ગીતાસંકલન ... ... ૦-૩
મનને ... ... ... ૦-૩
વિચાર સૂર્યોદય ... ... ૦-૩
જેસલ અને તોરલ ... ૦-૩
ગોપીચંદન ને મેનાવતી ૦-૩
ભર્તૃહરિ ને વિક્રમ ... ૦-૩

બીજાં સત્વર પ્રસિદ્ધ થશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**

ઠે. ભદ્ર પાસે, નદી જવાના રસ્તે, **અમદાવાદ** અને
કાલબાદેવીરોડ, હાથીબિલ્ડિંગ, ત્રીજે માળે-**મુંબઈ-૨**

# 'શિક્ષણની પદ્ધતિ બદલો'

પ્રાથમિક શિક્ષણને હું સૌથી વધારે મહત્ત્વ આપું છું. મારી કલ્પના પ્રમાણે, એ શિક્ષણ અત્યારના મૅટ્રિકમાંથી અંગ્રેજી બાદ કરીએ એના જેટલું હોવું જોઈએ. બધા કૉલેજિયનો એકાએક ભણતર ભૂલી જાય તો, થોડાક લાખ કૉલેજિયનોની સ્મૃતિ આમ એકાએક ભૂંસાઈ જવાને લીધે જે નુકસાન થાય તે એક બાજુ મૂકો, ને બીજી બાજુ પાંત્રીસ કરોડ માણસોની આસપાસ જે અંધકારનો સાગર ઘેરાઈ વળેલો છે; તે મૂકો તો પહેલું નુકસાન બીજાની આગળ કશી વિસાતમાં નથી. દેશમાં જે નિરક્ષરતા વર્તે છે તેના આંકડા પરથી લાખો ગામડાંમાં પ્રવર્તી રહેલા ઘોર અજ્ઞાનનો પૂરતો ખ્યાલ આવી શકે એમ નથી.

## શિક્ષકોને

જ્યાં જ્યાં નજર કરીએ છીએ, ત્યાં ત્યાં કાચા પાયા ઉપર ભારે ચણતર કરી મૂકેલું જોવામાં આવે છે. પ્રાથમિક કેળવણીને સારુ પસંદ કરેલા શિક્ષકો વિનયની ખાતર ભલે શિક્ષક કહેવાય, પણ હકીકતમાં તેઓને એવી ઉપમા આપી શિક્ષક શબ્દનો દુરુપયોગ કરીએ છીએ. વિદ્યાર્થીનો બાલ્યકાળ સર્વથી અગત્યનો છે. એ સમયે મળેલું જ્ઞાન કદી ભૂલાતું નથી. એ જ સમયે તેને ઓછામાં ઓછી મુદ્દત મળે છે, અને ગમે તેવી ચાલચલાઉ નિશાળમાં તેને ગોંધવામાં આવે છે. મારી માન્યતા છે કે કૉલેજ, હાઇસ્કૂલ વગેરેના શણગારોમાં આ ગરીબ દેશથી ન સહન થઈ શકે એવું ખર્ચ કરવામાં આવે છે. તેને બદલે જો પ્રાથમિક કેળવણી, સૃષ્ટિસૌંદર્યનો કંઈ પણ ખ્યાલ રહ્યો હોય અને આરોગ્યની સંભાળ રહેતી હોય એવી જગ્યાએ, સુશિક્ષિત, પીઢ અને નીતિમાન શિક્ષકો મારફત આપવામાં આવે,

તો થોડી મુદ્દતે આપણે ઘણાં મહત્ત્વનાં પરિણામો જોઈ શકીએ. આવો ફેરફાર કરવા સારુ ચાલુ શિક્ષકોનો પગાર દર માસે બેવડાવ્યો હોય તો પણ હેતુ પાર પડવાનો નથી. મોટાં પરિણામો એવા જૂજ ફેરફારથી ન આવી શકે. પ્રાથમિક કેળવણીનું સ્વરૂપ બદલાવું જ જોઈએ. હું જાણું છું કે, આ વિષય ઘણો કઠિન છે, તેમાં વિઘ્નો ઘણાં છે. એમ છતાં એનો ફડચો આપણી શક્તિ બહાર ન હોવો જોઈએ.

પ્રાથમિક શાળાના શિક્ષકોનો દોષ કાઢવાનો મારો હેતુ નથી એ કહેવું કદાચ જરૂરનું છે. તેઓ પોતાની શક્તિ ઉપરાંત પરિણામ બતાવી શકે છે એ આપણી ભવ્ય સભ્યતાનું ફળ છે એમ હું માનું છું. જો તે જ શિક્ષકોને પૂરી લાયકાત અથવા પૂરું ઉત્તેજન મળે તો જે પરિણામ આવે તેનું માપ કાઢી શકાય તેમ નથી.

## પરદેશી થવાનો ભય

રાષ્ટ્રિય શિક્ષણ વિના બધું વ્યર્થ છે. સ્વરાજ આજે મળો કે કાલે મળો, રાષ્ટ્રિય શિક્ષણ વિના તે ટકી શકવાનું નથી. આજકાલ હિંદુસ્તાનમાં મળતું શિક્ષણ સાવ પરદેશી છે. એ શિક્ષણમાં બાળકોને જુદી જ દુનિયાની કલ્પના આપવામાં આવે છે.

આ શિક્ષણથી પૈસા જ પેદા કરી શકાય એટલું જ જ્ઞાન માબાપને છે અને તેટલાથી જ તે સંતુષ્ટ રહે છે. આ સ્થિતિ ઘણા દિવસ સુધી ચાલશે તો આપણે બધા પરદેશી થઈ જઈશું. આપણે જે હિલચાલ કરીએ છીએ તેથી મળેલું સ્વરાજ પણ પરદેશી થઈ જવાનો ભય છે. આજે દેશ જે વસ્તુથી દબાઈ ગયો છે તે જ વસ્તુ સ્વરાજ મળ્યા પછી પણ ચાલુ રહેવાનો સંભવ છે. આ ભયથી મુક્તિ થવાનો એક જ ઉપાય છે અને તે શિક્ષણની પદ્ધતિ બદલવાનો.

—ગાંધીજી